# પુરાતન જમાનાના પારસીઓ.

તેઓ વીશે

## હારૉડોટસનુ લખાણ,

અને

## અવસ્તાવાણી સાથે સરખામણી અને ફરક.

---

બનાવનાર પા. બ. દેસાઇ.




કીંમત બાર આના.

"સ્ટેનડર્ડ પ્રીંટીંગ. પ્રેસ." નાં૦ ૧૭ તથા ૧૮ પારસી બજાર.

# ઇરાનના પારસી

## તેઓ વીશે



# હીરૉડોટસનું લખાણ;

અને

## અવસ્તાવાણી સાથ તેની સરખામણી અને ફરક.


બનાવનાર

પાહલનજી બરજોરજી દેસાઈ,

તે

"તવારીખે સાસાનીઆન"નો એક કર્તા.






મુંબઇ:

જેહાંગીર બેજનજી કરાણીનાં "સ્ટેન્ડર્ડ પ્રીંટીંગ પ્રેસ"માં છાપ્યું છે.

નાં૦ ૧૭ તથા ૧૮, પારસી બજાર સ્ટ્રીટ, કોટ.

ઇસ્વી ૧૮૮૮. યજદેજર્દી ૧૨૫૭.

# સાંકળીયું.

વીષય.

# આ પુસ્તક બાબે આપણા કાબેલ એરવદ સાહેબોના અભીપ્રાય.

**એરવદ કાવશજી એદલજી કાંગા,** જેઓ મુલ્લાં ફીરોઝ મદરેસાના વડા શીક્ષક અને મુંબઇ યુનીવર્સીટીના ફેલો છે, તેઓ તા૦ ૧૩ મી ફેબ્રુઆરીનાં પોતાનાં પત્રમાં આ મુજબ લખી જણાવે છે:—

"'પુરાતન જમાનાના પારસીઓ : તેમનો મજહબ, રાહરસમ, ઇત્યાદિ' બાબેના રીસાલાના છાપેલા થોડાક જુજો તમોએ ગયા મહીનાની તા૦ ૨૦) મીને દીને મારી ઉપર મોકલ્યા તે મેં વાંચીઆ છે. તે ઉપરથી લખી જણાવામાં આવે છે કે આપણા કદીમ જરતોશ્તીઓ બાબે જાણીતા યુનાની ગ્રંથકાર હીરૉડોટસના લખાણની તમોએ બારીકીથી તપાસ લીધી છે. જે જે બાબદોમાં તે ગ્રંથકારે ભુલાવો ખાધો છે, ઇઆ ખોટું લખાણ કીધું છે, તે બાબદોને આપણા અવસ્તાના લખાણની મદદથી રદ કરવાને તમોએ સારી કોશેશ કીધેલી દીસે છે, અને એ ખુદ અવસ્તાના જોઇતાં જ્ઞાન વગર તથા જરતોસ્તી ધરમને લગતી કેતાબોના પુરતા અભીઆસ વગર બની શકે નહીં. એ કામમાં તમોએ મેળવેલી ફતેહને માટે હું તમુને મુબારકબાદી આપું છું. હું ધારૂં છું કે એ ટુકો રીસાલો છપાઇને બાહાર પડીઆથી આપણા જરતોસ્તીઓને ઉપયોગી થઇ પડશે એમાં તો કાંઇ શક નથી."

**એરવદ એદલજી કેરશાસ્પજી આંટીયા,** જેઓ જંદ અને પેહેલવી મદરેસામાં અવસ્તા ભાષાના વડા શીક્ષક છે, તેઓ તા૦ ૨૫ મી જાન્યુઆરીનાં પોતાનાં પત્રમાં આ પ્રમાણેના વીચારો જણાવેછે:—

યુનાની તવારીખનવેશ હીરૉડોટસે પોતાનાં પુસ્તકમાં હખાંમની જમાંનાંનાં પારસી ઇરાંનીઓ વીશે જે હકીકત આપી છે તેને આપણાં ધર્મમાં જણાવેલી બાબદો સાથે સરખાંમણી કરીને એક રેસાલો તમોએ બનાવ્યો છે તે રેસાલો હમોને વાંચવા સારૂં મોકલેઓ હતો તે વાંચવાથી એવું જણાએ છે કે તમોએ બનતાં સુધી આપણાં ધર્મની નીતી તા૦ રાહર સંમોની સાથે સરખાંમણી કરવાની જે તજવીજ કીધી છે તે વખાંણવા લાયકછે. તેમજ હીરૉડોટસે પારસીઓની ઉપર કેટલાક ખોટા કલંકો મુક્યા છે તેનાં રદજવાબ આપવાની પણ અછી મેહેનત લીધી છે. એ રેસાલો આપણાં પારસી ભાઇઓને વાંચવાને ઘણો કીમતી થઇ પડશે અને તેની કદર વાંચનારી આલમ પીછાંણશે એવી હું આશા રાખુંછું. તમારૂં રસીલું લખાંણ વાંચવાથી હું ઘણો ખુશી છેઉં. એ કામમાં તમોને ફતેહ ઇછુંછું."

**એરવદ ખુરશેદજી મીનોચેહેરજી કટેલી,** જેઓ વીલ્સન કાલેજમાં ફાર્સી ભાષાના ગુરૂ છે, તેઓ તા૦ ૨૫ મી ફેબ્રુઆરીના લખેલાં પોતાનાં પત્રમાં આ મુજબનો અભીપ્રાય લખે છે:—

"તમોએ 'પુરાતન જમાનાના પાર્સીઓ' નામની કીતાબ એક પતર સાથે મારી ઉપર મોકલી છે, અને તેમાં આવેલી બાબતોની તમોએ અવસ્તાની આપેલી સરખામણી તથા તેના અરથો વીશે મારૂં અદના મત માંગીઉં છે તે નીચે પરમાણે લખી જણાવાને મહને મોટી ખુશી ઉપજે છે.

"મેહ એ પુસતક સારા ધીઆણથી વાંચીઉં છે. તેમાં આવેલી બીનાઓને તમોએ અવસતાની સાથે સરખાવાની કોશેશ કીધી છે તે તેની બાબતોને પુરતી રીતે બરાબર

ા આવે છે. તમારા આપેલા અવસતાના અરથોમાંના થોડાએકના
ા શીવાએ બાકીના બધા ખરા છે. ઉપલી બેહુ બાબતોમાં તમોએ કીધેલા
ા કોશેશને હું ફતેહમંદ નીવડેલી જોઉં છું."

"એ પુસતક અથોરનાન અને બેહદીન સાહેબો શું નર કે નારીને પુરતા શોકથી વાચવા એકનું લખાયું છે. તે સાથે તેમાંની એબારત સાદી, સરલ અને સુબોધક રચવાથી તેઓ ધારે ને વધારે ઉમંગથી વાંચશે એવી વકી પણ રાખવામાં આવે છે, એટલુંજ નહીં પણ એ કીતાબ અવસતાના અભીઆરીઓ અને વીદીઆથી ખીલી નીકલેલાં મગજવાળા બીજા જવાનોને પણ વાંચવાની રૂચી અને સ્વાદ વધારવાનું એક મજબુત કારણ થઇ પડશે."

# ખુલાસો.

તા૦ ૨૮ મી જુન ૧૮૮૫ ના "રાસ્ત ગોફ્તાર" પત્રમાં મી૦ ખ. રૂ. કામા તરફથી એક જાહેર ખબર આપી નીચલી શરતે રૂ ૫૦૦ નાં ઇનામનો એક રસાલો લખી માંગ્યો હતો. ત્રણ ગ્રહસ્થોએ આ રસાલો લખી મોકલ્યો હતો, જેમાંથી કયો સરસ છે તે નકી કરવાનું કામ કોઇ અપક્ષપાત કમીટીને નહીં સોંપતાં એવી નવાઇ જેવી ગોઠવણ થઇ કે દરેક લખનારને તેના સીવાય બાકીના બે રસાલા તપાસવા માટે આપવા અને તે બેમાંથી તેણે એક પસંદ કરવો. આ મુજબ થયું અને જે એક રસાલો બે લખનારાઓએ એકસરખી રીતે પસંદ કીધો અને બીજા કરતાં સરસ ગણ્યો તેના લખનારને ઉપલું ઇનામ મલ્યું.

રસાલાની શરતો નીચે મુજબ હતી:—

"૧ ઇરાનીઓના ધરમ, નીતી, રાહારસમ, સંસાર વેહવાર, ઇતીઆદી, બાબદોને લગતાં 'હીરાદોતસ'નાં સીધાં યા આરકતરાં લખાનોનો ગુજરાતીમાં તરજુમો આપવો."

"૨ પછે બાબદે બાબદ છુટી પાડી તેને લગતી જરતોશતીઓની બાબદો સાથે પુરાવા આપીને સરખામની કરવી અને ફરકનો વીગતે ખોલાસો આપવો."

ઉપલી શરતો મુજબ આ રસાલાની ગોઠવણ આ પ્રમાણેની કરવામાં આવી છેઃ—તેને બે ભાગમાં વેંહેંચીને પેહેલા ભાગમાં હીરૉડોટસે પુરાતન પાર્સીઓ વીશે જે સીલસીલા બંધ હેવાલ પોતાની તવારીખનાં પેહેલાં દફતરના પ્રકરણ ૧૩૧ થી ૧૪૦ સુધીમાં આપ્યો છે તેનો સદાબરો તરજુમો, તેમજ તેનાં બીજાં દફતરોમાં જે છુટો હેવાલ પાર્સીઓની રાહરસમ વગેરે વીશે જોવામાં આવે છે તેને લગતા ફકરાઓનો તરજુમો, અમારી તરફની નોટો સુધાં આપ્યો છે. બીજા ભાગનાં ચાર પ્રકરણો કીધાં છે, અને તેમાં હીરૉડોટસે પુરાતન પાર્સીઓના ધર્મ, નીતી, રાહ રસમ વગેરેનું ઉપર મુજબ જે વર્ણન આપેલું છે તેને અવસ્તાનાં લખાણોથી ક્યાં ક્યાં અને કેટલે દરજ્જે ટેકો મળે છે તે વીશે, તેમજ તે વર્ણન અવસ્તાનાં લખાણોથી કેટલે દરજ્જે ઉલટું, ભુલ ભરેલું, ખોટું અથવા અધુરૂં કે સહરાવેલું માલુમ પડે છે તે વીશે, અમારી તરફની નુકતેચીની સાથ લખાણ કરવામાં આવ્યું છે. આમ કરતાં હીરૉડોટસે જણાવેલાં દરેક બાબતનાં વર્ણનને લગતા ફકરાઓ લાગુ પડતે ઠેકાણે અમે પાછા ઉતારી લીધા છે, એટલામાટે કે તે ફકરાઓ કેટલા ખરા યા ખામી ભરેલા કે ખોટા છે તે તેમની હેઠલ આપેલા અવસ્તાના દાખલાઓ વગેરે ઉપરથી તપાસી લેવાનું વાંચનારને સવલ પડે.

અવસ્તાની જ્યાં જ્યાં મદદ લીધી છે ત્યાં ત્યાં અમે ફકરાઓના નંબરો આપ્યા છે, અને જ્યાં જરૂર જણાઇ છે ત્યાં અમે આખા ફકરાઓના તરજુમા ઉતરી લીધા છે. આ ઉતારાઓ અમે તૈયાર તરજુમાઓ ઉપરથી કર્યાછે, કેમકે તે સહી અને સુદ્ધ ગણાયા છે.

આ રસાલો લખતાં અમે લાગુ પડતે ઠેકાણે આગળા હખામની વંશની પાદશાહાત વેળાના પાર્સીઓ, તેમજ તેમનીબી ઘણાં વરસ આગમજ થઇ ગયલા અવસ્તાવાણીના જમાનાના આપણા જરતોસ્તી નેયાગાનો વીદ્યાઓની બાબતમાં જે ટુક માહીતગારી ધરાવી ગયાછે તેની ઘટતી નોધ લેવાની જરૂર જોઇ છે. દાખલા તરીકે જ્યોતીષ વીદ્યા અને તનદરોસ્તીની વીદ્યામાં જે ચોકસ બાબતો આજે ખરી દાખલ મનાયછે તે આપણા અસલી નેયાગાનોને

## ખુલાસો.

કંઇક જાણીતી હતી, અને તે તેઓ યશ્તો અને વંદીદાદમાં જાહેર
તે લગતી બાબતમાં તેઓ કેટલા ચહડતા દરજ્જા ઉપર હતા તે આ રસાલાના
માં બીજા આપેલા ઉતારાઓ દેખાડી આપેછે. રસાલાની શરતોની હદમાં અવસ્તાને
તી જેટલીબી બાબતો આવી શકીછે તે સઘળી ઉપાડી લેવાની અમે તજવીજ કીધી છે,
તોબી કબુલ કર્યા વીના ચાલતું નથી કે કેટલીક બાબતોના સંબંધમાં આ રસાલો ચુપ
હોછે; પણ તેતો હીરૉડોટસે જેટલી બાબતો કહેલી હોય તેટલીજ બાબતો ઉપર વીવેચન
ચલાવવાની શરતને લીધે છે, એમ વાંચનારા સાહેબો સમજી શકશે.

આ રસાલો લખતાં અમે જેજે પુસ્તકોની મદદ લીધીછે તે દરેકનાં નામ સાથની શાહદત ઘટતી જગાઓ ઉપર ટાંકી લઇને અમે તે મદદ સ્વીકારી છે; તે છતાં આ ઠેકાણે અમારાં આ મદદગાર પુસ્તકોની એક ટીપ ઉતારી લઇયે છીયે:—

Rawlinson's Herodotus, 4 Vols.
Wm. Beloe's Herodotus.
K. R. Kama's Rapp's The Religion and the Customs of the Persians, &c.
D. P. Sanjana's Geiger's Civilization of the Eastern Iranians.
Max Müller's Selected Essays.
Haug's Essays on the Parsee Religion, &c.
Bleek's Speigel's Avesta.
એરવદ કાવસજી એદલજી કાંગાનો વંદીદાદનો તરજુમો ફરહંગ સાથનો.
" " " "ખોરદેહ અવસ્તા બા માએની."
" " " "ઇજશ્ને તથા વીસ્પરદ બા માએની."
એરવદ તેહેમુરસ દીનશાહ અંકલેસ્વરીયાની "અર્દિસુર યશ્ત બા માએની."
દસ્તુર ઍરચજી સોહરાબજી મેહેરજી રાણા તથા એરવદ મનચેરજી શાપુરજી વાછાની "યશ્ત બા માએની"
એરવદ શેહેરયારજી દાદાભાઇ ભરૂચાનું "જરતોશતી ગુજરેલાંઓની ક્રીયાઓ" વીશેનું ચોપાનીયું.
મી૦ ખરશેદજી રૂસ્તમજી કામાનો "જરતોસ્તી અભ્યાસ," દફતર ૧ લું.

ભાગ બીજામાં હીરૉડોટસનાં લખાંણની જરતોસ્તીઓને લગતી બાબતો સાથ સરખામણી કરતાં તેમજ ફરક બતાવતાં અમે સઘળો આધાર માત્ર અવસ્તાવાણીનોજ પકડયો છે. રસાલાની શરતોમાં પેહેલવી યા ફાર્સી પુસ્તકોમાંથી એવીજ બીનાઓની મદદ લેવા વીશે ખુલ્લું જણાવેલું નથી માટે તે પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો નથી.

*** ઉપલા ખોલાસામાં નવું વધારવાનું એટલુંજ છે કે આ રસાલો શેઠ જેહાંગીર બેજનજી કરાંણીએ પોતાની તરફથી છાપી પ્રગટ કરવાની ઇછા દેખાડવાથી મેં તે તેમને સ્વાધીન કર્યો છે.

પા. બ. દેસાઈ.

મુંબઈ, ડીસેમ્બર ૧૮૮૫.

# પુરાતન જમાનાના પારસીઓ:

## તેઓ વીશે હીરૉડોટસનું લખાણ, અને અવસ્તાવાણી સાથ તેની સરખામણી અને ફરક.

:o:

## ભાગ ૧.

---

## પુરાતન પારસીઓના મજહબ, રાહરસમ, ચાલ ચલણ, ઇત્યાદી વીશે હીરૉડોટસનું લખાણ.



[ તવારીખના પીતાને નામે મશહુર થયલા યુનાની તવારીખનવેશ હીરૉડોટસે પુરાતન જમાનાઓની પ્રજાઓની તવારીખના ૯ ગ્રંથો રચ્યા છે, તેમાંનો પેહેલો ગ્રંથ જેનું નામ "કલીયો" છે તેમાં તેણે આગળા પારસીઓની રીત ભાંત, ધર્મ, નીતી, સંસાર વેહેવાર ઇત્યાદી બાબતો વીશે પોતાની જાણ મુજબ જે કંઇ હેવાલ આપ્યો છે તે નીચલા સફાઓમાં ઉતારી લીધો છે. તેની મજકુર પેહેલી કેતાબના ૧૩૧ થી ૧૪૦ માં પ્રકરણ સુધીમાં આ હેવાલ તેણે સમાપ્ત કર્યો છે, જેમનો તરજુમો નીચે મુજબ છે:—]

### બાબ ૧૩૧ મો.

પારસીઓ જે રાહ રસમ પાળતા મારા જાણ્યામાં આવ્યા છે તે નીચે મુજબની છે દેવતાઓની[1] તેઓ મુર્તી બનાવતા નથી, તેમને માટે તેઓ દેહેરાં બાંધતા નથી, તેમજ તેઓ યજ્ઞ કુંડ[2] પણ ઉભાં કરતા નથી, અને તેમનો ઉપયોગ કરવાને તેઓ બેવકુફીની નીશાન ગણેછે.[3] જેમ યુનાનીઓ ધારેછે તેમ દેવતાઓ માણસના જેવીજ ખાસીયત ધરાવેછે એવું નહી માનવાને લીધેજ, હું ધારૂં છું કે, પારસીઓ આમ કરેછે. તેમનો રેવાજ એવો છે કે ઉંચામાં ઉંચા પર્વતોની ટોંચ ઉપર જવું અને ત્યાં "જુપીટર" દેવતાને ભોગો આપવા. આ દેવતાનું નામ તેઓ આસમાનનાં આખાં ચક્રને આપેછે. એજ મુજબ તેઓ આફતાબ, માહતાબ, જમીન, આતશ, પાણી અને પવન, એઓને પણ (ભોગો) આપેછે.[4] જે દેવતાઓની પુજા પુરાતન વખ્તથી ઉતરી આવીછે તે માત્ર આટલાજ દેવતાઓ છે. પાછળા વખ્તમાં તેઓએ 'યુરેન્યા' ની પુજા કરવાનું શરૂ કીધું, જે પરસ્તેશ તેઓએ અરેબ્યનો અને એસીર્યનો ઉપરથી ઉપજાવી લીધી હતી. આ દેવીને એસીર્યનો જે નામે ઓળખેછે તે 'મીલીટ્ટા'[5] છે, જેને અરેબ્યનો 'અલીટ્ટા'[6] કહેછે, અને પારસીઓ 'મિત્ર' કહેછે.

## બાબ ૧૩૨ મો.

દેવતાઓને પાર્સીઓ નીચે જણાવેલી રીતી મુજબ ભોગો આપેછે: તેઓ યજ્ઞકુંડ ...ા નથી, આતશ સળગાવતા નથી, અથવા દારૂ કે બીજો પ્રવાહી જમીન કે ભોગ પર ઘોળતા નથી;[8] વળી એ વખ્તે તેઓ વજંત્ર વગાડતા નથી, ફુલોના હાર વીટાળતા નથી, દેવતાની નૈયતે પવીત્ર કરેલી રોટી બનાવતા નથી; પણ જે માણસ ભોગ આપવા ઈછે તે એજ કારણને માટે સ્વછ બનાવેલી જગા ઉપર પોતાના ભોગને લઇ જાય છે અને ત્યાં જે દેવતાની નૈયતે તે ભોગ આપવાનો હોય તેનું નામ પોકારે છે[9]. એ વખ્તે તેણે પોતાની પાઘડી ઉપર એક હારડો વીટાળવાનો રેવાજ છે, જે ઘણોખરો મેદીનાં પાંદડાંનો બનાવેલો હોય છે. ભોગ આપનારને માત્ર પોતાનેજ માટે આશીર્વાદ માંગવા થકી બંદગી કરવા દેવામાં આવતી નથી, પણ તે પાદશાહનાં ભલાંને માટે, તેમજ આખી ઇરાની આલમનાં ભલાંને માટે પ્રાર્થના કરે છે, જેમાં અલબત તે પોતે પણ આવી જાય છે.[10] તે પેલા ભોગના કાપીને કકડા કરે છે અને ગોસ્ત પકાવીને તેને નાજુકમાં વાજુક મળી આવતાં પાદડાં ઉપર બીછાવે છે, કે જે ઘણું કરીને ત્રણ પાદડાંનું એક બનેલું હોય તે જાતનાં હોય છે. જ્યારે સઘળું તૈયાર થાય છે ત્યારે માજીઓમાંનો[11] એક જણ નજદીક આવીને સ્તુતી ગાય છે, જેને માટે પાર્સીઓ કહે છે કે તેમાં દેવતાઓની ઉત્પતીનું બયાન આવે છે.[12] એક પણ મજુસ હાજર હોય નહીં[13] ત્યાં સુધી ભોગ આપવાનું કાયદાસર ગણાતું નથી.[14] થોડોક વખ્ત થોભીને ભોગ આપનાર તે ભોગનું ગોસ્ત પોતાની જોડે લઇ જાય છે અને પોતાને ગમે તેવો તેનો ઉપયોગ કરે છે.[15]

## બાબ ૧૩૩ મો.

વરસના સઘળા દીવસોમાં પાર્સીઓ જેને સર્વથી મોટા મતૅઓ આપે છે તે તેમની વરસ ગાંઠનો દીવસ છે. તે દહાડે ખાનાંના સુફરા ઉપર શરેસ્તા કરતાં વધારે સારાં પકવાનો લાવવાનો રેવાજ છે. માતબર પાર્સીઓ એ દીને એક બલદ, એક ઘોડો, એક ઉંટ અને એક ગોરખર આખુંને આખું ભુજી કહાડીને તેની જીયાફત કરે છે:[16] પણ ગરીબ વર્ગો તો એકજ મેંઢાં અથવા બકરાં ઉપર સંતોષ પામે છે. તેઓ સંગીન ખોરાક થોડોજ ખાય છે, જેની તબકો થોડી થોડી કરીને સુફરા ઉપર લાવી મેળવામાં આવે છે. આ ઉપરથીજ ઇરાનીઓ કહે છે કે યુનાનીઓ જમવા બેસે છે ત્યારે ભુખા ઉઠે છે, કેમકે ગોસ્તનાં ખાનાં પછી કંઇ ખાવા જોગ સુફરા ઉપર લાવી મેળવામાં આવતુંનથી; પણ જો તેઓ આગળ વધારે લાવી મેળ્યું હોય તો તેઓ ખાયાજ કરે છે. તેઓ (પાર્સીઓ) શરાબના ઘણા શોકીન છે, અને તે મોટા જથામાં પીએ છે. બીજા ધણીનાં દેખતાં ઉલટી કરવા યા કુદરતી હાજતે જવાની તેઓમાં મનાઇ છે.[17] આ રેવાજો તેઓમાં હજી જાએજ છે. વળી શરાબથી છાકટા બન્યા પછી અગત્યની બાબતો વીશે તકરાર ચલાવવાની પાર્સીઓની સાધારણ રીતી છે; અને પછી બીજે દીને તેઓ હુશીયાર હોય તે વેળા આગળી રાત્રે તેઓએ જે ચુકાદો કર્યો હોય તે, જે ધણીનાં ઘરમાં તે ચુકાદો થયો હોય તે ઘરધણી રજુ કરે છે; જો એ વખ્તે તે કબુલ રાખવામાં આવે છે તો તેઓ તે મુજબ અમલ કરે છે; જો તે મંજુર રહેતો નથી તો તેઓ તેને રદ કરે છે. કોઇ કોઇ વખ્તે પેહેલો વીચાર કરતી વેળા તેઓ સાવધ હોય છે, પણ જ્યારે એમ બને છે ત્યારે તેઓ શરાબબાજી પછી તકરારની બાબત ઉપર હંમેશાં ફરીને વીચાર કરે છે.[18]

## બાબ ૧૩૪ મો.

જ્યારે તેઓ મોહોલાઓમાં એક બીજાને સામસામા મળે છે ત્યારે બંને જણની પદ્દી સેહેલથી માલુમ પડી આવે છે. જો તેઓ એક સરખી પદ્દીના હોય છે તો તેઓ બોલ્યા વીના એક બીજાને હોઠ ઉપર ચુંબન કરે છે. અગરજો એક જણ બીજા કરતાં સેહેજ ઉતરતી પદ્દીનો હોય છે તો ચુમી ગાલ ઉપર આપવામાં આવે છે; પણ જો પદ્દીનો તફાવત મોટો હોય છે તો ઉતરતા દરજ્જાવાળો જમીન ઉપર વાંકો વળી જાય છે.[१९] પ્રજાઓમાંથી તેઓ પોતાની બહુજ નજદીકના પડોશીઓને સૌથી વધારે માન આપે છે, અને તેમને તેઓ પોતાથીજ ઉતરતા ગણે છે. આ પડોશીઓ કરતાં વધારે દુર વસનારી પ્રજાને તેઓ બીજી પંકતીની ગણીને માન આપે છે; અને એજ પ્રમાણે બાકીનાઓ જેમ જેમ દુર તેમ તેમની તરફનું પાર્સીઓનું માન ઓછું હોય છે. આનું કારણ એ છે કે તેઓ પોતાને સર્વ માણસ જાતમાં સઘળી બાબતોમાં બહુજ ચહડતા ગણે છે,[२०] અને બીજાઓ જે પ્રમાણમાં તેમની નજદીક વસે તે પ્રમાણમાં તેમને ચહડતા ગણે છે. એટલામાટે એમ બને છે કે જે પ્રજા તેઓથી બહુજ દુર તે માણસ જાતમાં સર્વથી ધીકાર પામેલી હોવી જોઇએ. મીડ લોકોના રાજપાટ વખ્તે શેહેનશાહાતને તાબેની કેટલીક પ્રજાઓ એજ ધોરણ મુજબ એકબીજા ઉપર ચહડતાપણું ભોગવતી હતી. સર્વના સાહેબ મીડ લોકો હતા, અને પોતાની સરહદ ઉપરની પ્રજાઓ ઉપર અમલ ચલાવતા હતા; આ સરહદની પ્રજાઓ એજ મુજબ પોતાની હદ પારના રાજ્યો ઉપર સરદારી ભોગવતી હતી; અને તે રાજ્યો વળી પોતાના મુલકની પડોશની પ્રજાઓ ઉપર અમલ ભોગવતાં હતાં. અને માન અકરામની વેંહેંચણી વેળા એજ ધોરણ ઉપર પાર્સીઓ પણ ચાલેછે;[२२] કારણ કે મીડ લોકોની પેઠે એ પ્રજા પણ રાજકારભાર અને હકુમત ચલાવવા માટેનું આગળ વધતું જતું પ્રમાણ ધરાવે છે.

## બાબ ૧૩૫ મો.

એવી કોઇ પણ પ્રજા નથી કે જે પાર્સીઓની પેઠે[२३] પારકી રાહ રસમોને સહેલથી પોતાની કરી લેતી હોય. જેમકે તેઓએ મીડ લોકોના પોશાકને પોતાના કરતાં ચહડતો ગણીને તે એખ્ત્યાર કર્યો છે; અને લડાઇમાં તેઓ ઇજીપ્શીયન લોકોનાં બખ્તરો પહેરેછે. કોઇપણ મોજને વીશે તેઓ જેવું સાંભળેછે તેવાજ તેઓ તેને પોતાની કરી દે છે: એટલાજ માટે બીજી નવાઇઓમાં તેઓ ગુલામબાર્ગીનો હવસ[२४] યુનાનીઓ ઉપરથી શીખ્યા હતા. તેઓમાંના દરેકની ધણીએક સ્ત્રીઓ હોયછે, અને તે કરતાં પણ વધારે સંખ્યા રાખેલી સ્ત્રીઓની હોયછે.

## બાબ ૧૩૬ મો.

લડાઇમાં બાહદુરી પછી મર્દાનગીની જે સર્વથી મોટી સાબેતી ગણાય છે તે ઘણા બેટાઓનો પીતા થવાને લગતી છે. જે ધણીને ઘર બેટાઓની સર્વથી મોટી સંખ્યા હોય તે ધણી ઉપર પાદશાહ દરસાલ કીમતી ભેટ સોગાદ મોકળાવે છે: કાંએકે તેઓ એવો મત ધરાવેછે કે સંખ્યા તે બળ છે.[२५] તેમના દીકરાઓને પાંચમાં વરસથી તે વીશમાં વરસ સુધી માત્ર ત્રણુજ બાબતોમાં સંભાળથી તાલીમ આપવામાં આવે છે; જેમકે—ઘોડા ઉપર સ્વારી કરવી,[२६] તીર ફેંકવો,[२७] અને સાચું બોલવું. પાંચમું વરસ ઉગ્યા વીના આ છોકરાઓને તેમના પીતાની નજરે પડવા દીધામાં આવતા નથી, પણ એ મુદત સુધી તેઓ પોતાની જીંદગી ઓરતો

ેજ ગુજારે છે. આમ એટલા માટે કરવામાં આવે છે કે અગરજો તે બચું નાનપણમાં
ી જાય તો તેનાં મોતથી તેના બાપને દુ:ખ લાગે નહીં.

## બાબ ૧૩૭ મો.

મારા વીચાર મુજબ આ એક ડાહપણ ભરેલો કાયદો છે; અને તેવોજ ડાહપણ ભરેલો કાયદો આ પણ છે કે માત્ર એકજ વાંકને થકી પાદશાહ કોઇને પણ મોતની સજા કરી શકે નહીં[२८]; તથા કોઇબી પાર્સીએ પોતાના ગુલામની એકજ તકસીરને માટે તેને કશી શેવટની ભારી સજા કરવી નહીં; પણ દરેક બાબતમાં તકસીરવારે કરેલી સેવાઓ તેના ગુનાહ સામે મેળવી, અને જો ગુનાહ તેની સેવાઓ કરતાં વધારે માલુમ પડે તોજ નુકસાન ખમનારે સજા કરવાનું કામ ચલાવવું.

## બાબ ૧૩૮ મો.

પાર્સીઓનો એવો એતેકાદ છે કે તેઓમાંના કોઇ એકે પણ હજી સુધી પોતાના બાપ યા માતું ખુન કર્યું નથી; પણ એવા બનેલા સઘળા દાખલાઓ વીશે તેઓ એવું માને છે કે જો છેક તળીએ સુધી શોધ ચલાવવામાં આવે તો એવું માલુમ પડશે કે તે ખુન કરનારૂ બાળક જનાકારીનું ફળ છે, અથવા તો કોઇનું લાવી રાખેલું છે; કાંએકે પાર્સીઓ કહે છે કે એક ખરો પીતા પોતાનાંજ બાળકને હાથ માર્યો જાય એ બનવાજોગ નથી.

## બાબ ૧૩૯ મો.

જે કામ કરવું કાયદા વીરૂધ હોય તે કામ વીશે વાત કરવી પણ પાર્સીઓ ગેરકાયદેની ગણે છે. જગતમાં સર્વેથી નામોશી ભરેલી ચીજ જુઠું બોલવું એ છે, એમ તેઓ ધારે છે; તેથી ઉતરતી ખરાબ ચીજ તે કરજ કરવું છે; કારણ કે એક કરજદારને બીજા સબબો ઉપરાંત જુઠું બોલવાની ફરજ પડે છે. જો એક ઇરાનીને કોહોડ થયો હોય તો તેને કોઇ શેહેરમાં દાખલ થવા દેતું નથી, અથવા બીજા ઇરાનીઓ સાથ તેને કશું કામ પાડવા દેતા નથી;[२९] તેઓ કહે છે કે તેણે આફતાબની સામે ગુનાહ કીધેલો હોવો જોઇયે. જે પરદેશીઓને આ રોગ થયો હોય તેમને દેશ છોડી જવાની ફરજ પાડવામાં આવે છે; સફેદ કબુતરો વટીકને એજ તકસીરનાં ગુનેહગાર ગણીને વારેઘડીએ હાંકી કહાડવામાં આવે છે. પોતાનાં શરીરના મેલ વડે તેઓ નદીને કદી ખરાબ કરતા નથી, તેમજ તેમાં પોતાના હાથ પણ ધોતા નથી; વળી તેઓ બીજાઓને પણ તેમ કરવા દેતા નથી, કાંએકે તેઓ નદીઓને માટે મોટું માન ધરાવે છે. એક બીજીબી ખાસ વાત છે જેની પાર્સીઓને પોતાનેબી કદી ખબર પડી નથી, પણ તે મારા અનુભવમાં આવી છે. તેમનાં નામો, જે ઉપરથી તન અને મનનાં ઉતમપણાંનો અર્થ ઉઠે છે તે સઘળાં એકજ જાતના અક્ષરથી આખર થાય છે,—આ અક્ષરને ડોરીયન લોકો "સૅન" અને અયોન્યન લોકો "સીગમા"ને નામે ઓળખે છે. જે ધણી તપાસ કરશે તેને માલુમ પડશે કે કશા પણ અપવાદ વીના એકે એક પાર્સી નામ આજ અક્ષરથી આખર થાય છે.[३०]

## બાબ ૧૪૦ મો.

પાર્સીઓ વીશે આ સઘળું હું મારાં પોતાના ખરેખરાં જ્ઞાનથી સઘળી ચોકસાઇ સ જાહેર કરી શકું છું. એક બીજો રેવાજ છે, જે વીશે ખુલ્લું નહી પણ મોગમમાં વામાં આવે છે, તે તેમનાં મરણ પામેલાંઓ સંબંધી છે. કહે છે કે એક પાર્સી મર્દનું શરા જ્યાં સુધી એક કુત્રો અથવા એક માસ ખાનારૂં પક્ષી પીખી ખાતું નથી ત્યાં સુધી તે શરીરને કદી ભુમીદા કરવામાં આવતું નથી. માજી લોકોમાં એ રેવાજ છે તે બેશક છે, કાંએકે તેઓ તે છુપો રાખ્યા વીના પાળે છે. મરણ પામેલાં શરીરની આસપાસ મીણ ચોપડીને પછી તેને જમીનમાં ડાટેછે. માજી લોકો એક ઘણી અસાધારણ પ્રજા છે; ઇજીપ્તના ધર્મગુરૂઓથી અને ખરેખર બીજા સઘળા માણસો કરતાં તેઓ કેવળ જુદા છે. મીસરના ધર્મગુરૂઓ ભોગને માટે આપવાનાં પ્રાણીઓ સીવાય બીજાં કોઇ પણ જીવતાં પ્રાણીઓને જબે કરવામાં ધર્મની મનાઇ ગણેછે. એથીને ઉલટું, માજી લોકો કુત્રા અને માણસો સીવાય સઘળી જાતનાં પ્રાણીઓને પોતાને હાથે કતલ કરેછે. તેઓ વળી એ કામ કરવામાં ખુશી મેળવતા જણાયછે, અને જેવી રીતે તેઓ બીજાં પ્રાણીઓને મારી નાંખેછે તેવીજ સેહેલાઇથી તેઓ કીડીઓ અને સાંપો કે એવાંજ બીજાં ઉડતાં કે પેટે ચાલતાં પ્રાણીઓના જીવ લેછે.[૩૧] તોપણ આ જ્યારે તેમનો હંમેશનો રેવાજ છે ત્યારે તે તેમને પાળવા દો.

# વધારો.

[ ઇરાની પાર્સીઓની ઉપલી સઘળી રાહ રસમોનું વર્ણન હીરૉડોટસે પોતાની તવારીખનાં પેહેલાં દફતરમાં સીલસીલાબંધ આપ્યું છે. પણ તે ઉપરાંત પોતાની કેતાબમાં પાર્સીઓના બીજી પ્રજાઓ સાથના સંબંધનો ઇતીહાસ આપતાં અને વર્ણન કરતાં તેણે કેટલેક ઠેકાણે તેમની રાહ રસમો વીશે બીજાબી કેટલાક વીચારો છુટા છુટા જણાવ્યા છે તેમની સામટી નોંધ હીઆં ઉતારીયે છીયે :— ]

## ૧—ઇરાનીઓની સાદાઇ અને બહાદુરી.

(જ્યારે લીડયા દેશના ક્રીસસ રાજાએ ઇરાન જીતવાની તૈયારી કીધી ત્યારે એક ડાહ્યા લીડયને તેને ઇરાની પાર્સીઓ વીશે આ મુજબ કહ્યું હતું :) "ઓ રાજા, તું એવાં લોકો ઉપર હુમલો લઇ જવાનો વીચાર કરેછે કે જેઓ પ્રાણીઓનાં ચાંમડાંનાં વસ્ત્ર[32] પહેરેછે, જેઓ એવા મુલકમાં વસેછે કે જ્યાં ખેતી જેવું કાંઇ નથી, અને જેઓ પોતે ઇચ્છા કરે તે ઉપર નહી પણ પોતે મેળવી શકે તે ઉપર ગુજરાણ કરેછે; શરાબની લેહેજતથી તેઓ અજાણા છે, અને માત્ર પાણીજ પી જાણેછે; અંજીર વટીક એક એવી સ્વાદીષ્ટ ચીજ છે કેજેથી તેઓ અજાણા છે, અને આપણી સઘળી મોજ મજાહની તેઓને મુદલ ખબર નથી".—દફ૦ ૧, પ્ર૦ ૭૧.

હીરૉડોટસે પોતાની તવારીખમાં પાર્સીઓને "જંગલી" ને નામે કેટલેક ઠેકાણે ઓળખ્યા છે, અને તોપણ તેણે તેમની બહાદુરીની તારીફ કીધી છે. પ્લૅટીની લડાઇનું વર્ણન કરતાં આ તવારીખનવેશ પાર્સીઓને માટે આ મુજબના સખુનો લખે છે:—"તે જંગલીઓ (પારસી સીપાહીઓ)એ યુનાનીઓના ભાલા ઘણીવાર ઝુટાવી લઇને ભાંજી નાખ્યા; કાંએકે બહાદુરી અને લડાયક જુસ્સામાં પાર્સીઓ યુનાનીઓ કરતાં જરાબી ઉતરતા નથી...... કોઇ વાર એકલે હાથે, કોઇ વાર દશ દશની સંખ્યામાં, તેઓ સ્પાર્ટન સફ ઉપર ધસી આવતા અને એ રીતે કપાઇ મરતા હતા."—દફ૦ ૯, પ્ર૦ ૬૨.

ઉપર જણાવેલી પ્લૅટીની લડાઇ આગમજ પાર્સી લશ્કરના સરદાર માર્દોન્યસે સ્પાર્ટન લશ્કરના સરદાર ઉપર પેગામ મોકલતાં જણાવ્યું કે "યુનાનીઓ તરફથી તમે અને જંગલીઓ તરફથી અમે, એ રીતે બંને પક્ષો તરફની એક સરખી સંખ્યા સાથ આપણ કાં નહીં લડાઇ ચલાવીયે? એ પછી જો બીજાઓને એવીજ લડાઇ લડવાનું પસંદ પડે તો તેઓનેબી તેમ લડવા દેવા, પણ જો તેમને તેમ કરવા ગમે નહીં અને તેઓ સર્વ અગરજો આપણી લડાઇ ઉપરજ રાજી રહે તો ચાલો આપણ લડીયે, અને એ રીતે આપણામાંથી જે પક્ષ જીતે તેને આખાં લશ્કર માટે ફતેહ મેળવનાર ગણવી."—દફ૦ ૯, પ્ર૦ ૪૮.

## ૨—પાદશાહનું પાણી અને ખોરાક.

......મોટા પાદશાહ (કાઇરસ) ની લડાયક ચહડાઇઓ વેળા સ્વદેશ (પર્સીસ) ખાતેથી તેના સુફરાને માટે પ્રાણીઓ તથા બીજી સઘળી જરૂરીયાતની ચીજો પુરી પાડવામાં આવતી હતી. વળી સુસાની પડોશમાં ચોઆસ્પીસ[33] નામે નદી વહે છે તેનું પાણી તેની જોડેજ લઇ જવામાં આવતું હતું, કેમકે પાદશાહ બીજું કોઇ પાણી પીતો નથી.[34] જ્યાં જ્યાં તે

જાય છે ત્યાં ખચરો જોડેલી ચાર પૈડાંની ગાડીઓમાં ચોઆસ્પીસ નદીનું પાણી લઇ જ
આવે છે, જેને પ્રથમ ઉકાળીને પછી રૂપાંનાં વાસણોમાં ભરવામાં આવે છે.—દફ૦ ૧, પ્ર૦૧૯

......ઇરાનનો પાદશાહ મુખ્ય કરીને રોટીનો ખોરાક લે છે......ઇરાનમાં જીંદગીન
સર્વેથી લાંબી મુદત આશરે ૮૦ સી વરસની છે.—દફ૦ ૩, પ્ર૦ ૨૨.

## ૩—માથાંની નરમ ખોપરી.

......પાર્સીઓ વીશે એવું જોવામાં આવે છે કે તેમનાં માથાં એટલાં બધાં તો નરમ હોય છે કે એક કાંકરો લાગતાંજ તેમાં જખમ પડે છે......પાર્સીઓની ખોપરી એટલી નરમ કાંય છે તેનું કારણ એમ સમજાવી શકાશે કે તેમને સુરજના તાપથી બચાવવા માટે તેઓને નાનપણથીજ પાઘડી પેહેરવાની આદત પડેલી છે.—દફ૦ ૩, પ્ર૦ ૧૨.

## ૪—પાદશાહી ખાનદાન તરફ માન.

......ઇરાનીઓ પાદશાહોના બેટાઓ તરફ બહુજ માન ધરાવે છે, અને જોકે તેઓ તેમના પીતાઓ (ઇરાનના પાદશાહો) સામે બલવો ઉઠાવે છે તોપણ પાદશાહના બેટાઓને તેમનાં તખ્ત ઉપર આવવા દે છે.[૩૫]—દફ૦ ૩, પ્ર૦ ૧૫.

## ૫—આતશને માટે મોટું માન.

......પાર્સીઓ આતશને એક દેવતા દાખલ ગણીને માન આપે છે. મુએલાં માણસની લાસને બાળવાનો રેવાજ જેમ તેઓમાં તેમજ મીસરનાં લોકોમાં જાએજ નથી. ઉપર કહેલાં કારણને લીધે પાર્સીઓમાં એ રેવાજ નથી, એવું ધારીને કે એક દેવતાને ઇનસાનની લાસનો ખોરાક આપવો એ અધમ કામ છે.[૩૬]—દફ૦ ૩, પ્ર૦ ૧૬.

## ૬—નજદીકની ખેશાવંદી.

તેના (કમ્બાઇસીસના) ગુસ્સાનો બીજો ભોગ તેની બેહેન હતી, જે તેની જોડે મીસર ગઇ હતી. તેણી વળી તેની બાયડી પણ હતી, અને એ કામ તેણે આ મુજબ બનાવ્યું હતું. આ શાહજાદાની આગમજ કોઇ પણ ઇરાની પોતાની બેહેન જોડે પરણેલો જણાયો ન હતો, પણ કમ્બાઇસીસ પોતાની એક બેહેન ઉપર બહુજ મોહીત પડવાથી અને તેણીને પોતાની બાયડી કરવામાં પોતે વાજબી ગણવા માટે એક પણ દાખલો નથી એમ જાણ્યાથી તેણે જેઓ પાદશાહી ન્યાયાધીશ કહેવાતા હતા તેમને ભેગા કીધા અને તેમનાથી જાણવા માંગ્યું કે એક ભાઇ જો દરૂસ્ત ધારે તો પોતાની બેહેન સાથ શાદી કરી શકે એવી પરવાનગી આપનારો કોઇ ધારો છે કે નહી. ઇરાનમાં પાદશાહી ન્યાયાધીશો સર્વ તરફથી કબુલ રખાયલી ઇમાનદારી-વાળા ધણીઓ હોયછે, જેઓ જીંદગી સુધી અથવા પોતે કોઇ વાંકને માટે તકસીરવાર ઠરે ત્યાં સુધી પોતાનો આ ઓધો ધરાવેછે. દરેક ચીજ તેમના ચુકાદાને માટે સોંપવામાં આવેછે, ધારાના ટીકાકાર તેઓજ હોયછે, અને તેઓ સઘળા ખાનગી વાંધાનો નીકાળ લાવેછે. કમ્બા-ઇસીસના સવાલના ઉતરમાં તેઓએ બુધ્ધી વાપરીને, તોપણ સચાઇથી, જણાવ્યું કે જોકે એક ભાઇ પોતાની બેહેન સાથ પરણે એવો કશો ધારો અમોને માલુમ પડતો નથી તોપણ એક ધારો એવો જણાયોછે કે જેથી ઇરાનનો પાદશાહ પોતાને ગમે તેમ કરવાને શક્તીવાન

રાકેછે......એટલા માટે કમ્બાઇસીસ તુરતજ પોતાની જે બેહેનને ચહાતો હતો તેની જોડે પરણ્યો, અને ત્યારપછી થોડીક મુદત રહીને બીજી સાથ પરણ્યો. એઓમાંની નાની, જે તેની જોડે મીસર ગઇ હતી તેને, તેણે મારી નખાવી.[37]—દફ૦ ૩, પ્ર૦ ૩૧.

## ૭—પ્રાણીઓના ભોગ.

(યુનાન ઉપર ચહડાઇ લઇ જતી વખ્તે જ્યારે) જર્કસીસ આ (સ્કેમેન્ડર) નદી તરફ આવી પુગ્યો ત્યારે તે જગાની તપાસ લેવાની ઇછાથી તે પ્રાયમના કીલ્લા ઉપર ચહડ્યો. ધ્યાનથી તપાસ લઇને અને તે વીશે સંતોષ પામીને ત્રોજન લોકોની મીનર્વા દેવીને તેણે ૧૦૦૦ બલદોનો ભોગ[38] આપવાનો હુકમ કીધો, અને એજ વખ્તે માજી લોકોએ પેહેલવાનોનાં ફરોહરોને માટે દારૂ જમીન ઉપર રેડવાની ક્રીયાનો હુકમ આપ્યો.—દફ૦ ૭, પ્ર૦ ૪૩.

## ૮—આફતાબની સ્તુતી.

...... બીજી સહવારે જ્યારે તેઓ (પાર્સીઓ) સુરજના તલુ થવાની વાટ જોતા હતા ત્યારે પુલ ઉપર સઘળી જાતની ખુશબોઇ બાળવામાં આવી, અને રસ્તા ઉપર મેદીની ડાંખળીઓ પાંથરી. જ્યારે સુરજ દેખાયો ત્યારે જર્કસીસે એક સોનાનાં વાસણમાંથી દરીયામાં દારૂ રેડ્યો, અને પછી આફતાબની સ્તુતી કરીને એવી દોઆ ચાહીકે અમે યુરોપને પુરેપુરૂં ફતેહ કરીને તેના છેક નાંકા સુધી પોંહોંચીયે ત્યાંસુધી અમારે માથેથી દરેક જાતનું આફત દુર કરવું. આ પછી જર્કસીસે પેલું પ્યાલું, તથા સોનાનો કુજો, અને એક ઇરાની બડછી હેલેસ્પોંટના દરીયામાં ફેંકી દીધાં.—દફ૦ ૩, પ્ર૦ ૫૪.

## ૯—નદીને પ્રાણીઓના ભોગ.

......... આ નદી (સ્ત્રાઇમન)ને માજીઓએ સફેદ ઘોડાઓનો ભોગ આપ્યો.

## ૧૦—જીવતાં ડાટવાનો રેવાજ.

...... જ્યારે તેઓ (પાર્સીઓ)એ સાંભળ્યું કે આ જગાને (ઇડેન્યનાના મુલકમાં) નવ રસ્તાનું નામ મળ્યું છે ત્યારે તેઓએ ત્યાંના નવ જવાનો અને તેટલીજ નાજનીનોને તે જગા ઉપર જીવતી ડાટી. જીવતાંજીવત ડાટવાનો આ રેવાજ ઇરાનમાં સાધારણ છે; અને મને ખબર મળી છે કે જર્કસીસની બાયડી એમેસ્ત્રીસ જ્યારે બુજર્ગીએ પોંહોંચી ત્યારે તેણીએ જે દેવતા જમીનની નીચે હૈયાતી ભોગવતો ઇરાનીઓ ધારે છે તેનાં માનને ખાતર ઉંચાં ખાનદાનનાં ચૌદ ઇરાની બાળકોને જીવતાં ડાટવાનો હુકમ આપ્યો હતો.—દફ૦ ૭, પ્ર૦ ૧૧૪.

## ૧૧—યાદગારીનો સ્તંભ.

જ્યારે જર્કસીસ હજી એકેન્થાસ ખાતે હતો ત્યારે ત્યાં ખોદવા માંડેલી નેહેરનાં કામ ઉપર દેખરેખ રાખનાર આર્તાચીઇસ મરણ પામ્યો. તે એકીમીન્યન વંશનો હતો, પાદશાહની તેના ઉપર મોટી મેહેરબાની હતી, અને સઘળા પાર્સીઓમાં તે સર્વથી કદાવર હતો. પાંચ પાદશાહી કયુબીટમાં તે માત્ર ચાર આંગળ ઓછો હતો,[39] અને વળી તે પોતાના આવાજનાં મોટાં બળને લીધે પણ વખણાયલો હતો. તેનાં મરણથી પાદશાહને બહુ દુ:ખ લાગ્યું, અને

તેને ભારી ભપકા સાથ ભુમીદા કીધો, જે વખ્તે સઘળું લશ્કર તેની યાદગારીમાં ઉભો કરવાનાં કામમાં રોકાયું હતું.—દફ્૦ ૭, પ્ર૦ ૧૧૭.

### ૧૨—માણસના ભોગ.

........ત્રણ દહાડા સુધી તુફાન નરમ પડયું નહી. ચોથે દીને માગી લોકોએ માણસોના ભોગ[૪૦] આપીને તથા પવનનાં મંત્ર ભણીને તેનું જોર નરમ પાડયું.—દફ્૦ ૭, પ્ર૦ ૧૯૧.

## નોટો.

(૧) આ દેવતાઓને આપણે ઇજદો તથા અમશાસ્પંદો સમજવા.

(૨) યજ્ઞકુંડ ભોગો આપવાની જગાને કહે છે. તે ઉંચી બનાવેલી હોય છે, અને અસલના લોકો તેને જેમ બને તેમ સાદી બનાવતા હતા, એટલામાટે કે જો તેને નક્ષીદાર યા ભપકાદાર બનાવે તો આમ લોકો તેને મુર્તી દાખલ માનવાનું મન કરે. શરૂઆતમાં આ યજ્ઞકુંડ લાકડાંના ઢીમડાં અથવા પથરના મોટા કકડાનાં બનાવવામાં આવતાં હતાં.

(૩) રેવરંડ મી૰ ઉલ્યમ બેલો હીરૉડોટસની તવારીખના પોતે કરેલા ઈંગ્રેજી તરજુમામાં આ વાકયનું વધારા સાથનું ભાષાંતર આ મુજબનું આપે છેઃ—"જેમનો ઉપયોગ કરવાનું તેઓ અધમ અને અકલથી ઉલટું ગણીને તુચ્છકારે છે."—સફે ૪૧.

(૪) મી૰ બેલો મુજબ આ દેવતાઓને તેઓ "આરાધે છે."

(૫) એસીર્યન લોકોનો 'બેલ' નામે એક મોટો દેવતા હતો, જેનો અર્થ 'સાહેબ' અથવા 'ધણી' (Lord) થાય છે. આ દેવતાનાં નામ ઉપરથી બેબીલોન્યન શબ્દ 'મલ' નીકળ્યો; અને 'મીલીટ્ટા' શબ્દ આ 'મલ'ને મળતોજ છે, પણ તફાવત એટલોજ છે કે 'મલ' જ્યારે પુલીંગ છે ત્યારે તે ઉપરથી સ્ત્રીલીંગના પ્રત્યય સાથ 'મીલીટ્ટા' દેવીનું નામ બન્યું છે. તેણી એ લોકોમાં એક મોટી દેવી ગણાતી હતી. મી૰ જ્યૉજ રૉલીન્સન આ વાત બનવા જેવી ધારે છે કે 'મલ' શબ્દ અસલમાં 'ગુલા' હશે, કેમકે બેબીલોન્યનોની અસલ ભાષામાં એ નામની એક સુર્યદેવી હતી, અને એટલામાટે તે પાર્સીઓના 'મિથ્ર' સાથ મલતી આવે છે; તોપણ તે કબુલ કરે છે કે 'બેલ્ટીસ' અથવા 'મીલીટ્ટા, ને આ 'ગુલા' નામ લાગુ પાડવામાં આવેલું નથી, જેણી આરબ લોકોની 'અલીટ્ટા' સાથ મળતી આવે છે. જેમ હીરૉડોટસે 'મિથ્ર' ને 'મીલીટ્ટા' અથવા 'અલીટ્ટા' સાથ સરખાવવામાં તેમજ રૉલીન્સને તેને 'ગુલા' સાથ સરખાવવામાં ગોથું ખાધું છે તે પાછળથી ખોલાસા સાથે દેખાડી આપવામાં આવશે.

(૬) 'અલીટ્ટા' એ સેમીટીક ભાષાનો શબ્દ છે, જે 'ખોદા'નો અર્થ થતા શબ્દને સ્ત્રીલીંગનો પ્રત્યય લગાડયાથી બન્યો છે, એમ રૉલીન્સન જણાવેછે. (જુઓ હીરૉડોટસ, દફ્૦ ૧, સફે ૨૧૭.) મેક્સ મુલર કહેછે કે હીરૉડોટસે આ દેવીને 'અલીલટ'નાં નામથી પણ ઓળખીછે, જ્યાં તેને દેવી તરીકે લેવી નહી જોઇયે, પણ મનમાં દેવીનો ખેયાલ આપનારાં સ્ત્રીલીંગ નામ દાખલ લેવી જોઇએ. (જુઓ Selected Essays, દફતર ૨, સફે ૪૩૮)

(૭) હીરૉડોટસે 'મિત્ર' લખ્યુંછે, જે વેદીક આકાર છે; અસલ અવસ્તા ભાષાનો શબ્દ 'મિથ્ર' છે, અને મી૰ બેલ્લોએ પોતાના તરજુમામાં તે ખરો લખ્યો છે.

(૮) આ બાબતમાં હીરાડોટસ પોતેજ પોતાને ખોટો પાડેછે. તે પોતાની તવારીખનાં ાાં દફતરના ૪૩મા બાબમાં એથી ઉલટુંજ કહેછે. જુઓ સફે.

(૯) મી૦ બેલો મુજબ તેઓ તે દેવતાની પ્રાર્થના કરેછે.— સફે ૪૧.

(૧૦) આ બંદગી તે કંઇજ નહી પણ જશનની ક્રીયા પછી ભણવામાં આવતી "તનદરોસ્તી" હોવી જોઇયે.

(૧૧) આ માજીઓ તે આગળા ઇરાનીઓના ધર્મગુરૂઓ સમજવા.

(૧૨) આપણી આજની સતુમની ક્રીયા હશે.

(૧૩) મતલબ કે ધર્મગુરૂ વીના ક્રીયા થાય નહી. આજેબી ઘણે ઠેકાણે આફ્રીનગાનની ક્રીયા એને બદલે એકજ મોબેદ કરેછે.

(૧૪) મી૦ બેલો મુજબ આ બંદગીથી પવીત્ર અને ભેદ ભરેલી અસર થતી ધારવામાં આવતી હતી.—સફે ૪૨.

(૧૫) મી૦ બેલો પ્રમાણે "ભક્તી કરનાર તે ગોસ્તમાંથી પોતાને પસંદ આવે એવા કકડા પોતાના ઉપયોગને માટે લઇ જાયછે."—સફે ૪૨.

(૧૬) મી૦ બેલો 'અને' ને બદલે 'અથવા' શબ્દ મુકે છે તે વધારે ખરો લાગે છે,

(૧૭) જેનોફન મુજબ આગલા પાર્સીઓ ખાવા પીવાની બાબતમાં બહુ મીતાહાર હતા, પણ પ્લેટો જણાવી જાય છે કે હીરૉડોસના વખ્તમાં તેઓ પુષ્કળ પીતા હતા.—બેલો સફે ૪૨, નોટ ૩.

(૧૮) ટેસીટસ નામે એક તવારીખ નવેશ જર્મનો વીશે લખી જાય છે કે તેઓ દારૂની ઝુમમાં લડાઇ યા સુલેહ વીશે તકરાર ચલાવતા હતા, અને તે વીશે નીવેડો આણવાનું બીજા દીવસ ઉપર રાખતા હતા. કહે છે કે જર્મનો એ આજેબી આ રીત ફેરવી નાંખેલી જણાતી નથી.

(૧૯) આ વાત જાણવાજોગ છે કે અજેબી ઇરાનમાં લગભગ આવીજ રીતભાત ચાલે છે. સલામ અકરામ કરતી વેળા બે સામસામા મળનારાઓ એકેકને બગલગીરી કરે છે, બોસ્સાની આપ લે કરે છે, અને જમીન ઉપર વાંકા વળી નમે છે. વળી હાથને ચુંબન કરવાની અને એવીજ બીજી રીતીઓ પણ તેઓમાં ચાલુ છે.

(૨૦) સર હેનરી રૉલીન્સન આજના ઇરાનીઓને તેમની પોતાને વીશેની બડાઇને માટે "ઉગમણુ દેશના ફ્રેંચમેન" નું નામ આપે છે. તે કહે છે કે ઇરાનનો શાહ પોતાને જગતનું મધ્ય બીંદુ ગણાવે છે, અને તેની પ્રજા સઘળી બાબતમાં પોતાને બીજી પ્રજાઓ કરતાં ચહડતી ગણેછે, તે હંઇ સુધીકે જો ઇસ્ફહાની લોકોને એમ કહ્યું હોય કે તેમનાં શેહેર કરતાં બીજાં એવાં ઘણાં શેહેરો છે જેઓ ઇસ્ફહાન કરતાં દરેક બાબતમાં ચહડતાં છે, તો તેઓ એ વાત ગમે એટલી ખાતરી આપવા છતાં માનતાં નથી.

(૨૧) પાર્સીઓની આ બાબતમાં ગમે એટલી આપવડાઇ કબુલ રાખીયે તોપણ તે માટે તેઓ એકલાજ ઠપકા યા તકસીરમાં આવતા નથી. અસલના વખ્તમાં જ્યારે ભુગોળ વીદ્યાનું ગ્નાન ઘણું ટુક હતું, અને બીજાં દુરનાં દેશો વીશે પુરતી ખબર ધરાવવામાં આવતી ન હતી, ત્યારે દરેક પુરાની પ્રજા પોતાને પૃથ્વીના મધ્ય ભાગમાં વસનારી ગણુતી હતી. અને તેજ મુજબ હીરૉડોટસ પોતે પણ યુનાનને બીજા મુલુકોની વચોવચમાં આવેલું સમજાવી જાયછે. યુનાનીઓ પોતેબી તેમજ માનતા હતા, અને ડેલ્ફી શેહેરને યુનાનના મધ્ય ભાગમાં આવેલું ગણીને તેને પૃથ્વીની ડુટી યાને મધ્ય બીંદુ માનતા હતા.

(૨૨) રૅાલીન્સન હીરૅાડોટસની આ બીના માનવાની ના પાડે છે. મીડીયા કે ઇરાનની શેહેનશાહાત વેળા આ જાતની રાજ્યની ગોઠવણ ધ્યાનમાં ઉતરે એવી નથી. ખુદ હીરૅાડોટસ પોતે પોતાની તવારીખમાં લખી ગયલો છે અને તેને બીજા યુનાની તવારીખનવેશોથી ટેકો મળે છે કે ઇરાનની પાર્સી શેહેનશાહત વેળા બહુ દુરના પ્રાંતોની હાકમી પણ બહુ નજદીકના પ્રાંતની હાકમીની પેઠેજ ખુદ પાદશાહ તરફથીજ મળતી હતી. રૅાલીન્સન હીરૅાડોટસની ઉપલી નહીં મનાય એવી વાતોનો ખોલાસો આ મુજબ સમજાવે છે:—રોમન લોકોની પેઠે ઇરાનીઓએ શેહનશાહાતની પ્રજાના ત્રણ વર્ગો પાડયા હશે: ૧ લો રાજકર્તી પ્રજાનો; ૨જો જીતાયલી પ્રજાનો: ૩જો સરહદ ઉપરની પ્રજાનો. આ છેલી પ્રજાઓ પોતે પોતાના ધારાઓને માન આપી વર્તતી હશે, પણ તેઓ ઇરાનીઓને પોતાના વડા ગણી ખંડણી આપતી હશે. ખુદ હીરૅાડોટસના જણાવ્યા મુજબ ઇરાની શેહેનશાહાતની છેક દુરની સરહદ ઉપરની કોલ્ચીયન, ઇથીઓપ્યન અને અરેબ્યન પ્રજાઓ એજ મુજબ ઇરાનને સર્વોપરી ગણીને ખંડણી આપતી હતી.—રૅા० હી० દફ્૦ ૧, સફે ૨૨૦, નોટ ૨.

(૨૩) આજના પાર્સીઓને હીરૅાડોટસની આ ટીકા બોલેબોલ લાગુ પડે છે.

(૨૪) મી० બેલો મુજબ "છોકરાઓ માટેનો હવસ."—સફે ૪૨.

(૨૫) આજેબી ઇરાનીઓમાં ઘણા બેટાનો બાપ પોતાને સર્વથી ભાગ્યશાળી અને સુખી સમજે છે. સર હેનરી રૅાલીન્સન દાખલો આપે છે કે ઇરાનના જાણીતા પાદશાહ ફતેહઅલીશાહનો બેટો શેખ અલીમીરજા ઇરાની શેહેનશાહતમાં સર્વથી મગરૂર અને સુખી માણસ ગણાતો હતો, કેમકે જ્યારેબી રાજદરબારી કારણોને થકી તે બાહેર નીકળતો ત્યારે પોતાનાજ ૬૦ દીકરાઓને 'બૉડી ગાર્ડ' દાખલ તે સાથે લઇ જતો હતો. ફતેહઅલીશાહનાં મરણ વખ્તે તેનાં છીલપીલોની સંખ્યા નજદીક ત્રણ હજારની ગણાઇ હતી, અને એ સઘળાં પાંચમી પેહેડી સુધીનાં તેનાં બાળકો હતાં. સર હેનરી લખેછે કે આવા એક ભાગ્યશાળી પાદશાહની રૈયત દાખલ ગણાવાને દરેક જણ મગરૂરી માનતું હતું. બાળક વીનાનું રહેવું એ ઇરાનમાં આજેબી સર્વથી મોટું દુખ ગણાયછે, અને વૉલ્ની નામે એક લખનાર જણાવી ગયોછે કે વાંજીયાપણું ઉગમણ દેશોમાં આજે એક મોટી એબ ગણાય છે. લેડી ડબ્લ્યુ. એમ. મૉન્ટેગ કૉન્સ્ટાન્ટીનોપલ ખાતેથી લખેલાં પોતાનાં પત્રોમાં જણાવે છે કે ત્યાં તેણીની ઓળખાણની સઘળી સ્ત્રીઓ બારથી તેર બાળકોની માતા છે, અને બુઢી સ્ત્રીઓ પચીશથી ત્રીશ બાળકો ધરાવવા માટે મગરૂર છે, કેમકે જેમ બાળકો વધારે તેમ તેઓને વધારે માન મળેછે. શાહજાદા શેખઅલી મીરજાના ૬૦ બેટાઓની ફોજ ઉપરથી જો કોઇ શાહનામાંનો શોકીન પેહેલવાન ગુદર્જના ૭૨ બેટાઓની હૈયાતીની વાત ખરી માને તો તેમાં તે ખોટો કહેવાય નહી.

(૨૬) સવારીમાં અને તીર ફેંકવામાં ઇરાનીઓની કુશળતાનો એક દાખલો તેમના શત્રુઓ પોતેજ આપી જાયછે. હખામની શેહેનશાહાત પછી પાર્થ્યન પ્રજાની ઇરાનમાં હાકમી ચાલી હતી, જે પોતે મીડયનોની પેઠે એક ઇરાની પ્રજાજ હતી. આ પ્રજાને પાછળથી રૂમી લોકો સાથ ઘણી લડાઇઓ થઇ હતી. આ લડાઇઓ વીશે લખતાં રૂમી તવારીખનવેશો જણાવેછે કે પાર્થ્યન સીપાહીઓ જ્યારે નાહસતા ત્યારે તેઓ પોતાના શત્રુ ઉપર હુમલો કરતી વેળા કરતાંબી વધારે ખરાબી પાંથરી નાંખતા હતા. તેઓ વીજળીના વેગથી ઘોડા દોડાવી નાહાસતા, અને તેમ કરતાં કરતાં તેઓ એટલાતો શીતાબીથી અને વળી બરાબર નેમ ટાંકીને તીરો મારતા હતા કે તેથી રૂમી લશ્કરની અતી મોટી ખુહારી થતી હતી.

(૨૭) ઇરાનીઓની તીર ફેંકવાની કુશળતાનો એક રમુજી દાખલો ફીરદોસી ઉપરથી મળેછે. ઇરાનીઓ અને તુરાનીઓ વચે સરહદ વીશેનો સવાલ એકવાર ઉઠયો ત્યારે એવું નકી

થયું કે એક ઇરાનીએ તીર ફેંકવો અને તે જ્યાં જઇ પુગે ત્યાં હદ બાંધવી. આ ગોઠવણ મુજબ તીર સહવારનો ફેંકેલો મધ બપોરે એક એવી જગા ઉપર જઇ પડયો કે જેથી તુરાનીઓને પોતાના દેશની જમીનનો મોટો ભાગ ઇરાનીઓને આપી દેવાની ફરજ પડી.

(૨૮) આ કાયદો હખામનીઓની શેહેનશાહાતની આખરી સુધી જળવાઇ રહેલો લાગતો નથી. પાછલા પાદશાહોએ પોતાના ભાઇઓ અને ખેશીઓને તદન બેગુનાહ મારી નાખેલા જણાય છે.

(૨૯) ઉગમણુ તરફના કેટલાક દેશોમાં હજીબી કોહોડવાળાં માણસોને દુર હેલાયદી જગામાં રાખવામાં આવે છે અને આગળા યહુદી લોકો પણ તેમજ કરતા હતા એવું બાઇબલ ઉપરથી જણાય છે.

(૩૦) હીરૉડોટસની બડાઇ તદન ભુલ ભરેલી છે. તે બે વાતમાં ભુલાવો ખાય છે:— (૧) ઇરાનીઓનાં નામો ઉપરથી તેમનાં તન અને મનનાં ઉત્તમપણાંના અર્થ ઉઠે છે એમજ નથી, તથા (૨) દરેક ઇરાની નામ 'શ' અક્ષરથીજ આખેર થાય છે એમ પણ નથી. સર હેનરી રૉલીન્સન કહે છે કે હીરૉડોટસને હખામની પાર્સી ભાષાનું પુરતું જ્ઞાન હોય એમ જણાતું નથી. હખામની નામો અર્થ ધરાવે છે એ વાત ખરી, પણ એ અર્થો તન અથવ, મનનું ઉતમપણું બતાવનારા કદાચજ જણાય છે. ઘણાં ખરાં ઇરાની નામો કીર્તી ભરેલો અથવા ઉંચો દરજ્જો બતાવનારાં હોય છે, જેમકે આર્યોમાર્દસ, આર્તાફ્રનેસ, ઇત્યાદી. અથવા દેવતાઓની તાબેદારીને અનુસરતાં હોય છે, જેમકે તીરીદાતીસ, ફારનદાતીસ, ફ્રાનાપતીસા મેગાબાતીસ, ઇત્યાદી. વળી નીચલાં નામો ઉપરથી જણાશે કે હીરૉડોટસ કહે છે તેમ સઘળાંજ ઇરાની નામો 'શ્' અક્ષરથી આખેર થતાં નથી, જેમકે–વીસ્તાસ્પ, અર્શામ, અર્યારામન, ગૌમાત, બર્ધ, ઇત્યાદી. આ અને એવાંજ બીજાં સઘળાં નામોને યુનાનીઓએ બીગાડી નાખીને વાપરવા ઉપરાંત તેઓએ તેમની શેવટે 'સ' વધારીને 'વીસ્તાસ્પ' નું 'હીસ્તાસ્પીસ,' ઇત્યાદી કરી મેલ્યું છે. ખરી વાત એ છે કે 'વીસ્તાસ્પ' નામની આખરનો 'પ' ખોડો નહીં પણ સ્વર સાથનો આખો, યાને. પ્+અ=પ એવી રીતે બનેલો છે. બીજાં નામો જેવાં કે દાર્યવુશ્, કુરુશ્ વગેરે 'શ્'થી આખર થતાં જણાય છે ખરાં પણ એ આખરીનો અક્ષર કંઈ મુળ શબ્દને લગતો નથી, પણ માત્ર બીજી અને ત્રીજી વીભક્તીના પ્રત્યય રૂપે છે, અને એ પ્રત્યય સુધાંજ આ નામો વપરાયાં છે, બાકી અસલ નામો તો 'દાર્યવુ' અને 'કુરૂ' છે.

(૩૧) રેવરંડ મી૦ બેલો પ્રમાણે–"એને તેઓ મોટા સવાબનું કામ ગણે છે."–સફે ૪૪.

(૩૨) ચાંમડાંનાં વસ્ત્રો અસલની સઘળી પ્રજાઓમાં સાધારણ હતાં. ફીરદોસી મુજબ પેશદાદ જમશેદ પાદશાહના વખ્તમાં કપડાં વણવાનો હુનર જાહેર થયો તે આગમજ પાદશાહો અને રૈયતો ચામડાંનાંજ વસ્ત્રો પેહેરતાં હતાં સ્કીથ્યનો અને બીજી ઉતર તરફના દેશોની પ્રજાઓ થંડી સામે બચાવ દાખલ એજ વસ્ત્રો પેહેરતી. બેલેન્જર નામે એક લખનાર જણાવી જાય છે કે કેટલીક ગરમ દેશોની પ્રજાઓ પણ પોતાની જંગલી અવસ્થામાંથી સુધરવા આગમજ ચામડાંનાં વસ્ત્રો પહેરતી હતી. હખામની પાર્સીઓનો પ્રથમ પોશાક ચામડાંની ઇજાર અને બંધ બેસતું પહેરન હતાં.

(૩૩) આ નદીનું હખામની નામ "ઉવસ્પ" છે, અને અવસ્તામાંથી તેનેજ મળતું "હવસ્પાઇ" નામ મળે છે, જેનો અર્થ "ઉતમ ઘોડાવાળું" એવો થાય છે. આ નદી તરફના મુલકમાંથી ઘણા ઉતમ પ્રકારના ઘોડાઓ મળતા હતા, તે ઉપરથી આ નામ મળેલું લાગે છે.

(૩૫) હીરૉડોટસના આ સખુનો ઉપરથી કવી મીલ્ટન પોતાની Paradise Lost નામની નામીચી કવીતામાં નીચલી લીટીઓ લખી ગયો છેઃ—

"There Susa by Choaspes amber stream,
The drink of none but kings."—B K. II.

પણ મીલ્ટનના આ સખુનો ખરા નથી. માત્ર આ નદીનું પાણી પાદશાહોનેજ માટે હતુ એમ કોઇ પણ લખનાર કહી ગયો નથી. હીરૉડોટસનું કહેવું પણ એમ નથી. તેની મતલબ એ છે કે ઇરાનના પાદશાહો માત્ર એજ નદીનું પાણી પીતા હતા. આ છેલો સીદ્ધાંત કેટલો ખરો છે તે ઇલ્યને જણાવેલી આ વાર્તા ઉપરથી માલુમ પડે છે. કહે છે કે જર્કસીસ પોતાની કુચ વખ્તે એક દીને એક એવાં બીયાબાનમાં આવી પુગ્યો કે જ્યાં તેને ચોઆસ્પીસ નદીનું પાણી મળી શક્યું નહીં. તેના અસબાબ જોડે પાણી તો હતું, પણ તે આવી પુગે તેટલાં તો પાદશાહને બહુ આકુળ વ્યાકુળ થયું. આ ઉપરથી લશ્કરમાં જાહેર કરવામાં આવ્યું કે જેની કને ઉપલી નદીનું પાણી હોય તેણે તે પાદશાહ આગળ નજર કરવું. એક સીપાહી કને આ પાણી મળી આવ્યું, પણ તે બહુ ગદલું હતું, જે ઉપરથી તેણે તે પાદશાહની આગળ ધરવાની હીંમત કીધી નહીં. અંતે તેજ પાણી પીધું ત્યારેજ પાદશાહનો જીવ ઠર્યો. આ વાર્તા ઉપરથી જણાય છે કે પાદશાહો ચોઆસ્પીસ નદીનાં સીવાય બીજાં કોઇ પાણી પીતા ન હતા, અને વળી તે પાણી પીવાની કોઇ બીજાને મનાઇ ન હતી.

(૩૬) આ પાદશાહો તે ઇરાનને તાબેનાં પ્રાંતોના ઇરાની, યુનાની અથવા મીસરી હાકમો જાણવા, જેઓ પોતપોતાના પ્રાંતોમાં પાદશાહને નામેજ ઓળખાતા હતા, અને ઇરાનના શેહેનશાહને તાબે રહી ખંડણી આપતા હતા.

(૩૬) ડાયોડોરસ સીકયુલસ એવું જણાવી ગયો હશે કે પાર્સીઓ પોતાના પાદશાહનાં મરણ વખ્તે આતશને બુજાવી નાંખતા હતા, તે ઉપરથી મી૦ લાર્ચર એવું કહેવા માંગે છે કે પાર્સીઓ આતશને એક ઇજદ દાખલ માનતા નહીં હશે. પણ આમ સમજવામાં તેની કેટલી ભુલ છે તે પાછળ આપેલા ખોલાસા ઉપરથી જણાશે. ડાયોડોરસ ઉપર મુજબનો ટોલ્લો શા આધાર ઉપરથી મારી ગયો હશે તે જણાતું નથી, પણ યહુદીઓ જેવી કોઇ પ્રજાઓમાં આતશને બુજાવી નાંખવાનો રેવાજ હશે તે ઉપરથી તેણે ઘણાખરા યુનાની લખનારાઓની આદત મુજબ એ બીના પાર્સીઓને લાગુ પાડી દીધી હશે.

(૩૭) હીરૉડોટસ ઉપરથી ચોકસ જણાય છે કે ભાઇએ બેહેન સાથ શાદી કરવાનો હખામનીઓમાં ધારો કે રેવાજ મુદલ હતો નહી; પણ જો કમ્બાઇસીસે અને ત્યારબાદ બીજા કોઇ પાદશાહોએ આમ કીધું હોય તો તે માત્ર આપખુદી સીવાય બીજું કંઇજ ન હતું. પણ બીજી પ્રજાઓમાં તો આમ ભાઇ બેહેને શાદી કરવાનો રેવાજ હતો. ઇજીપ્શીયનો તેમ કરતા હતા અને સ્પાર્ટનો તથા એથીન્યનોમાં પણ તેવોજ કંઇક ધારો હતો; માટે એવો વહેમ જાય છે કે મીસરના ધર્મગુરૂઓએ, કમ્બાઇસીસથી પોતાનાં ધર્મ સંબંધી બાબતોમાં દીલ દુખાયલાં હોવાથી, જેમ બીજી બાબતોમાં હીરૉડોટસને ઠગ્યો હતો તેમ આ બાબતમાં પણ તેને ઠગ્યો હશે, અને તે ઇરાની પાદશાહ ઉપર તોહમત જોડી કહાડયું હશે કે તે પોતાનીજ બેહેન જોડે પરણ્યો હતો. ઇજીપ્શીયન લોકોમાં એક શખ્સ પોતાનાંજ માબાપની દીકરી યાને પોતાની મા જણી બેહેન સાથ પરણી શકતો હતો. એથીન્યનોમાં એવો ધારો હતો કે એક ધણી પોતાના બાપની દીકરી સાથ પરણી શકે, પણ માની દીકરી સાથ શાદી કરવાની તેને મનાઇ હતી. સ્પાર્ટા ખાતે એથી ઉલટોજ રેવાજ હતો. ત્યાં એક ધણી

પોતાની માની દીકરી સાથ પરણી શકતો, પણ બાપની બેટી સાથ તેનાથી શાદી થઇ શકતી ન હતી. આજેબી બરમાનો પદભ્રષ્ટ રાજા પોતાના બાપની દીકરી સાથ પરણેલો છે.

(૩૮) આ ભોગો કેવી પ્રકારે આપવામાં આવતા હશે તેનું કંઇક રસીલું વર્ણન સ્ત્રેબો આ પ્રમાણે જણાવી જાય છેઃ—જ્યારે પાર્સીઓ એક નદી અથવા ઝરા અથવા સરોવર આગળ આવી પુગે છે ત્યારે તેઓ એક ખાડો ખોદીને તેમાં પાણી લાવે છે, અને પછી ભોગવાળાં પ્રાણીને જબે કરે છે, પણ પુરતી સંભાળ લેછે કે તેનાં લોહીથી પાસેની નદી અથવા સરોવરનાં પાણી ખરાબ થાય નહી. પછી તેઓ તે પ્રાણીનાં ગોસ્તને મેદી અથવા સેપુરનાં પાદડાં ઉપર બીછાવે છે અને આતશ સળગાવે છે. એ વખ્તે તેઓ ભણતર ભણે છે, અને દુધ તથા મધ ભેળીને તેલ હોમાવે છે,—અને તે નહી કે આતશ ઉપર પણ માત્ર જમીન ઉપર રેડે છે. તેમનું ભણતર ઘણું લાંબું હોય છે, અને જ્યારે તે તેઓ ગાય છે ત્યારે પોતાના હાથમાં કાંટાના નાના કકડાઓનો એક ઝુમખો પકડેલો રાખે છે. ભોગ આપતી વખ્તે પાર્સીઓ માથે હારડા વીટાળે છે, અને ભોગવાળાં પ્રાણીનાં ગોસ્તનો થોડો ભાગ (અથવા કોઇવાર સઘળો ભાગ) આતશમાં બાળે છે, અને બાકીનાં ગોસ્તની જીયાફત બનાવે છે. સ્ત્રેબોની આ હકીકતમાં જે કાંટાના નાના કકડાઓનો ઝુમખો પકડેલો રાખવાની બીના છે તે બર્સમની ડાંખળીઓ સમજવી. આતશ ઉપર ભોગનાં પ્રાણીનું સઘળું ગોસ્ત બાળવાની બીના અસંભવીક છે.

(૩૯) જો આ કયુબીટ બેબીલોન્યન માપ હોય તો આ પેહેલવાનની ઉંચાઇ આપણા ૭ ફીટ ૮ ઇંચની થવી જોઇએ, એમ ડી એન્વીલ ગણત્રી કરે છે.

(૪૦) હીરૉડોટની આ એક નવી ગપ છે. ઇરાની પાર્સીઓ કદી પણ માણસ કે કુત્રાનો ભોગ આપતા નથી એમ તે આગળ કહી ગયો છે, અને તોપણ હીઆં તે આ નહી બને એવી વાત જણાવે છે. પાર્સીઓ તો માણસના ભોગ મુદલ આપતા ન હતા, પણ કહે છે કે યુનાનીઓમાં એ ભોગ આપવાનો ચાલ તેમના એક મોટા દેવતા સેટર્ને કહાડયો હતો.

# ભાગ ૨.

## પ્રકરણ ૧.

## ઇજદ અમશાસ્પંદોનો ચહડતો દરજ્જો.



મુર્તીનો તીરસ્કાર. મુર્તી માટેનાં મંદીરોની ગેરહાજરી. યજ્ઞ કુંડોની બેવકુફાઇ. દેવતાઓની માણસના જેવી ખાસીયત. બંદગીની જગા. જુપીટર અને હોરમજદ. ભોગો અને ભેટો; તેમની વેંહેંચણી. માણસના ભોગો.

"દેવતાઓની તેઓ [પુરાતન પાર્સીઓ] મુર્તી બનાવતા નથી, તેમને માટે તેઓ દેહરાં બાંધતા નથી, તેમજ તેઓ યજ્ઞકુંડ પણ ઉભાં કરતા નથી, અને તેમનો ઉપયોગ કરવાને તેઓ બેવકુફીની નીશાન ગણે છે. જેમ યુનાનીઓ ધારે છે કે દેવતાઓ માણસના જેવીજ ખાસીયત ધરાવે છે, તેમ નહી માનવાને લીધેજ, હું ધારૂં છું કે પાર્સીઓ આમ કરે છે. તેમનો રેવાજ એવો છે કે ઊંચામાં ઊંચા પર્વતોની ટોચ ઉપર જવું, અને ત્યાં 'જુપીટર' દેવતાને ભોગો આપવા. આ દેવતાનું નામ તેઓ આસમાનમાં આખાં ચક્રને આપે છે"—હીરૉડોટસ, દફતર ૧, બાબ ૧૩૧.

### § ૧—મુર્તીનો તીરસ્કાર.

હીરૉડોટસ લખેછે કે હખામની પાર્સીઓ "દેવતાઓની મુર્તી બનાવતા નથી." તેના આ સખુનો ખરા છે. જોકે આ તવારીખનવેશના વખત પછી હખામની જમાનાના ઇરાનીઓમાં ઇજદ અમશાસ્પંદોની મુર્તીઓ બનાવવામાં આવતી હતી, અને તેમને સરઘસના આકારમાં આજના હીંદુઓના દેવતાઓના રથોની પેઠે ફેરવવામાં આવતી હતી, એવું સ્ત્રાબો અને બીજા હીરૉડોટસ પછીના યુનાની લખનારાઓ આપણને જણાવી જાય છે તોપણ તેના પોતાના વખ્તમાં આવી મુર્તીઓ બનેલી તવારીખનો આ પીતા જણાવી જતો નથી. એ ઉપરથી જણાય છે કે હખામની વંશના પેહેલા પાર્સી પાદશાહોના જમાનામાં તેમનો ધર્મ જેટલો સ્વછ હતો તેટલો તે પાછળા વખ્તમાં રહ્યો ન હતો. ખુદ જરતોસ્તી ધર્મ મુર્તી પુજાના ધર્મનો તુછકાર કરનારો હતો, એટલુંજ નહીં પણ તે તેનો નાશ કરનારો હતો. હજરત જરતોસ્તના પોતાની બનાવેલી ગાથા વાણી ઉપરથી આપણને સાફ માલુમ પડે છે કે જરતોસ્તે પોતાનો મજહબ આ મુર્તીપુજક ધર્મવાળાઓની વીરૂધમાંજ સ્થાપ્યો હતો. પોતાનો મજહબ સ્થાપતી વેલાએ જરતોસ્તે એક મોટું અંજુમન બોલાવેલું જણાય છે, જેમાં તેના પોતાના સુધરેલા વીચારને અનુસરતાં તેમજ વીરૂધ પક્ષનાં લોકો હાજર થયાં હતાં, જેમની આગળ ભાષણ કરતાં આપણા પેગામ્બરે શેવટે એમ કહ્યું હતું કે "મુર્તી પુજા કરવી એ નીચ કામ છે, અને જે ધણીઓ એવાં નીચ કામ કરવા પાછળજ વીચાર રાખતા હોય તેમનેબી જે ધણી નીચ ગણે, તથા એવાં માણસોને જેઓ સચાઇ અખત્યાર કરનારાં હોય તેમનાથી હલકા ગણે, તે ધણીનો મીત્ર, ભાઇ અથવા પીતા અહુરમજદ છે." (ઇજશને હા ૪૫, ફકરો ૧૧). એક ઠેકાણે જરતોસ્ત પોતાને એકલો પડી ગયલો જોઇને તથાં મુર્તી પુજકોની પોતા ઉપર ફતેહ થયલી જોઇને ગભરાઇ ગયલો જણાય છે, અને હવે કયાં નાસી જાય અને પોતાનું રક્ષણ શી રીતે થાય તે વીશે અહુરમજદથી મદદ માંગે છે. આ લડાઇ અલબત મુર્તીપુજકો સાથ જરતોસ્તના શાગેર્દો અને મદદગારોને થયલી હોવી જોઇએ,

કે જેનો ઇશારો ઇજશનેના ૪૬ મા હા ઉપરથી મળેછે. હવે આ બીનાને ફીરદોસીનાં લખાણથી ટેકો મળે છે, કેમકે ગુસ્તાસ્પ પાદશાહને લગતા હેવાલમાં આપણ વાંચીયે છીયે કે તે પાદશાહે જરતોસ્તનો મજહબ કબુલ કર્યા પછી તુરાનનો પાદશાહ અરજાસ્પ જે એક બુતપરસ્ત હાકમ હતો તેને જરતોસ્તી દીન એખ્ત્યાર કરવાની અથવા નહી તો તેની સાથ લડાઇ ઉઠાવવાની ધમકી આપી હતી, અને તે મુજબ થયલી લડાઇમાં પ્રથમ અરજાસ્પની ફતેહ થઇ હતી, પણ પાછળથી તેનો મુર્તીપુજક દેશ ઇરાનને તાબે થયો અને ત્યાં માજદ-યસ્નની જરતોસ્તી દીન ફેલાવવામાં આવી હતી. આ દાખલાઓ મુજબ જરતોસ્તનો ધર્મ મુર્તીપુજાના ધર્મથી વેગળો અને તેને તોડનારો હતો, અને તેને અનુસરીનેજ સાઇરસ અને દારાયસ અને જર્કસીસ જેવા પાર્સી પાદશાહોએ મીસર અને યુનાન અને એશીયા મૈનરનાં દેશો ઉપર ચહડાઇઓ લઇ જઇને ત્યાંની મુર્તી પુજાનો નાશ કર્યો હતો.

## ૬ ૨—મુર્તી માટેનાં મંદીરોની ગેરહાજરી.

હીરૅાડોટસના આ સખુનો પણ ખરા છે કે આગળા પાર્સીઓએ પોતાના ઇજદ અમશાસ્પંદોને માટે દેહેરાં અથવા મંદીરો પણ બાંધ્યાં ન હતાં. પણ હીરૅાડોટસ પછી ઇરાનમાં જેમ ઇજદોની મુર્તીઓ બનાવવામાં આવી હતી, તેમ તેઓને માટે મકાનો બંધાયાં હતાં, એવું પણ તેની પછીના તવારીખનવેશો આપણને જણાવી જાય છે. અલબત આ જાતનો ધર્મ સંબંધી બીગાડો ઇરાનીઓને યુનાનીઓ સાથ જેમ જેમ વધારે સંબંધ પડતો ગયો તેમતેમ તેઓનું જોઇને થયલો માલુમ પડેછે; કેમકે યુનાનીઓમાં અનેક દેવતાઓની પુંજા થતી હતી, તેમની મુર્તીઓ બનતી હતી, અને ઠેકાણે ઠેકાણે તેમનાં દેહેરાં બંધાતાં હતાં. અવસ્તામાં એવું કેથે જણાવેલું નથી કે ઇજદો વીગેરેને માટે મકાનો બાંધવાં. માત્ર આવાં યસ્તમાંના ચોક્કસ એકાદ બે ફકરાઓ ઉપરથી કોઇને એમ લાગી જાય કે આવાં ઇજદની બંદગી માટે તથા તેણીને આપવાની ચોક્કસ ભેટો યા ભોગો માટે મકાનો બાંધવામાં આવ્યાં હશે. પણ જેમ એજ યસ્તમાં તેમજ બીજે ઠેકાણે જે કંઇ લખાણ છે તે ઉપરથી જણાયછે કે પર્વતોની ટોંચ, પાહાડોની તળેટી અને નદી અ-થવા દરીયાના કાંઠા સીવાય બીજે કેથે ઇજદોને ભેટો અથવા ભોગો આપવામાં આવતાં ન હતાં.

## ૬ ૩—યજ્ઞકુંડોની બેવકુફાઈ.

ઇજદો અને અમશાસ્પંદોને ભોગો અથવા ભેટો આપતી વખતે યજ્ઞકુંડ બનાવવાનો ચાલ અવસ્તાના જમાનામાં પણ ન હતો, અને હીરૅાડોટસ ઉપરથી જણાય છે કે હખામની પાર્સીઓ પણ પોતાની પડોશની બેબીલોનીયન કે ખેલ્ડીયન કે યુનાની જેવી મુર્તીપુજક પ્રજા-ઓની પેઠે આ યજ્ઞકુંડ ઉભો કરવાનું જાણતા ન હતા. યસ્તો ઉપરથી એવું જણાય છે કે કેટલાક ઇજદોને ભોગો અને ભેટો આપતી વખ્તે તે માટેની જગા બહુ સ્વછ અને ભપકા-દાર બનાવવામાં આવતી હતી. જેમકે રામ ઇજદની ઇજસ્ને વખ્તે "સોનેરી તખ્ત, સોનેરી બાજત અને સોનેરી બીસ્તરો" બનાવીને તેને ઇજવામાં આવતો હતો. આવાંને માટે પણ એક ઠેકાણે એવો ઇશારો જણાયછે કે તેની આરાધના જે જે ઘરોમાં થતી હતી "તે દરેક ઘરમાં ચકચકીત, સુગંધી, અને સારી ઝલકદાર તક્યા સાથનું તખ્ત (બેઠક) બીછાવેલું છે." (કર્દો. ૨૩, ફકરો ૯૯). આ છેલું અથવા ઉપર કહેલું સોનેરી "તખ્ત" તે ઇજદોની મુર્તીઓની બેઠકો હોય એમ માનવાને કશું કારણ નથી, પણ એવું સમજાયછે કે એવી ઉતમ જગાઓ ઉપર ઇજદોની આરાધના થતી હતી, તેમને ભેટો અપાતી હતી, અને દોઆઓ ચાહાવામાં આવતી હતી. પણ યહુદીઓનાં જેવા ભોગો આપવાના નક્શીદાર અને વળી સુંદર યજ્ઞકુંડોથી

અવસ્તાના તેમજ હખામની જમાનાના ઇરાનીઓ અજાણ્યા હતા, એટલુંજ નહી પણ હીરૉડો ટસ કેહેછે તેમ એવા યજ્ઞકુંડનો ઉપયોગ કરવાનું તેઓ બેવકુફાઇ ભરેલું સમજતા હતા.

## ૬૪—દેવતાઓની માણસના જેવી ખાસીયત.

હખામની પાર્સીઓને આ ડાહાપણ કેમ સુજ્યું તેનું કારણ હીરૉડોટસ આ મુજબનું જણાવે છે કે "જેમ યુનાનીઓ ધારે છે તેમ દેવતાઓ માણસના જેવીજ ખાસીયત ધરાવે છે એવું નહી માનવાને લીધેજ, હું ધારૂં છું કે, ઇરાનીઓ આમ કરે છે." હીરૉડોટસ જે કંઇ ધારે છે તે કેવળ ખરૂં છે. ઇજદોબી માણસોના જેવાજ હોય એમ આગલા પાર્સીઓ માની ગયા નથી, કેમકે ખુદ અવસ્તામાં તેમ માનવાનું મુદલ કારણ નથી અને તે વીશે તેમાંથી કંઇ ઇશારો પણ મળતો નથી. પણ તેથી ઉલટું, તેમાંથી બે બાબતો ધ્યાનમાં ઉતરે છે. એક એકે ઇજદ અમશાસ્પંદો માત્ર ચોકસ શક્તીઓના મનસ્થ વીચારો (abstract ideas) છે; બીજું એકે જો પોતાની આરાધના થાય તો ઇજદ અમશાસ્પંદો તે કરનારાઓને ચોકસ માગેલા ફાયદાઓ કરે છે. વલી આ ફાયદાઓબી તેઓ ભલા વીચાર, વચન અને કામ કરનારાઓનેજ કરે છે. નઠારા ખવાસના માણસોને તેઓ ગમે એટલી પ્રાર્થના છતાં આવી બક્ષેશો બક્ષતા નથી. જેમ કે આવાં, ગોશ, રામ, દીન, અરશશંગ, વીગેરે યસ્તોમાં જણાવ્યું છે તેમ હોશંગ, જમશેદ, ફરેદુન, કેખુસરો, ગુસ્તાસ્પ, વીગેરે ભલા પાદશાહો તેમજ રાસ્ત પેગામ્બર જરતોસ્તે માગેલી બક્ષેશો તેમને મળી હતી; પણ જોહાક, અફ્રાસીયાબ, અરજાસ્પ અને બીજા જુલમગાર પાદશાહો તથા દીન દુસ્મનોએ ગમે એટલા ભોગો અને ભેટો આપીને બંદગી કરવા છતાં તેમની માંગેલી બક્ષેશો ઉપલા ઇજદોએ તેમને મુદલ આપી ન હતી, કેમકે તેઓની ઇચ્છા બુરી હતી. પણ યુનાનીઓમાં તેમજ હીંદુઓમાં દેવતાઓ દરેક પુજારીની ઇચ્છા તૃપ્ત કરતા હતા, પછી તે ગમે તેવા બદ વીચાર, કુકર્મ કે ખરાબ સખુનના હોય. વળી તેઓમાં તેમજ અસલી એસીરીયનો અને બેબીલોનીયનોમાં જેમ સારા તેમજ વળી માઠા દેવતાઓ પણ હતા; એટલેજે કેટલાક દેવતાઓ ભલાં કામ કરનારા અને બીજાઓ તેથી ઉલટાંજ કામો કરનારા હતા. જરતોસ્તી ઇજદ અમશાસ્પદોમાં એવું કશું નથી, તો જોકે ચોકસ અમશાસ્પંદોના ચોકસ હરીફ દેવોની અને બીજા બુરા દેવતાઓ અથવા દેવોની મનસ્થ હૈયાતીની વાત આપણને અવસ્તા ઉપરથી મળેછે. પણ તેઓમાં અને બીજા ઉપર કહેલી પ્રજાઓના દેવતાઓમાં એક અગત્યનો ફર્ક એ છેકે જરતોસ્તી ઇજદોની સામેના દેવો ગમે એટલી હરીફાઇ છતાં પોતાનાં કામમાં કદી ફાવતા નથી, પણ સદા તેમની હાર થાયછે. એટલા માટે જરતોસ્તીઓ તેવા વીરૂધ દેવોની કદી પ્રાર્થના કરતા નથી, તેમનાથી પોતાની ભલી કે બુરી ઇચ્છા તૃપ્ત કરવાની કદી માંગણી કરતા નથી, પણ તેથી ઉલટું સદા ભલા ઇજદોનેજ આરાધે છે, અને જે કંઇ માંગે છે તે ભલુંજ માંગે છે,—બુરી ઇચ્છા, બુરા વચનો કે બુરાં કર્મથી તેઓ કશું માંગતા યા કરતા નથી, કેમકે ઇજદ અમશાસ્પંદો તેમની બુરી ઇચ્છા બર લાવશે એવો તેમનો એતેકાદજ નથી.

પણ આ બાબતના સંબંધમાં બીજી એક અગત્યની બીના તપાસવાની છે, અને તે એ કે "દેવતાઓ માણસના જેવીજ ખાસીયત ધરાવે છે" એવું આગળા "ઇરાનીઓ માનતા નથી" એમ હીરૉડોટસ કેહેછે એટલે શું? યુનાનીઓ અને હીંદુઓની દંતકથાઓનો જેઓએ અભ્યાસ કીધો હશે તેઓ આ બાબત સારી પેઠે સમજી શકયા હશે. તે કથાઓમાં આપણુ જોઇએ છીએ કે દેવતાઓ પોતાના પ્રાર્થના કરનારાઓને દુશ્મનો સામેની લડાઇમાં મદદ આપે છે અને શત્રુઓનો પરાજ્ય કરે છે. બેહેરામ અને મેહેર યસ્તોમાં

એવુંજ આપણ વાંચીએ છીએ કે તેમની ખરેખરી પ્રાર્થના કરનાર ભલા આર્યનોને તેઓ દુશ્મનો સામેની લડાઇમાં મદદ આપે છે; પણ યુનાની અને હીંદુ દેવતાઓ કંઇ બેહેરામ કે મેહેરની પેઠે અણદીઠ રહીને લડતા હોય અને ભલા પુજારીઓનેજ મદદ આપતા હોય એવું કશું નથી. ત્રોયની મોટી લડાઈનું કવી હોમરે જે વર્ણન આપ્યું છે તે ઉપરથી જણાય છે કે યુનાની દેવતાઓમાંના કેટલાક યુનાનીઓ તરફથી અને કેટલાક તેમના શત્રુ ત્રોજનો તરફથી એકેકની સામસામે લડયા હતા, અને પોતપોતામાં તેઓએ એટલે સુધી અંતસ દેખાડી હતી કે એપૉલો (સુર્ય) દેવતાને યુનાનીઓ આરાધતા હતા તે છતાં તેણે પોતાના માત્ર એકજ પુજારીની વીનંતી ઉપરથી આખી યુનાની પ્રજા સામે વેર રાખીને તેઓમાં મરકી પેદા કીધી અને તેમની ભારી ખુહારી કરી નાંખી હતી. પણ એજ વખતે તેનો પીતા જુપીટર અને સર્વ દેવતાઓનો વડો યુનાનીઓની તરફેણમાં હતો, જેણે અંતે ત્રોજનોનો નાશ કરાવ્યો. વધારે જાણવાજોગ એ છે કે આ લડાઇમાં "વીનસ" નામે એક દેવી તેમજ બીજા દેવાતાઓ જખમી થયા હતા. આ બીના દેખાડે છે કે હીરૉડોટસ કેહે છે તેમ યુનાનીઓ પોતાના દેવતાઓને માણસના જેવી ખાસીયત ધરાવનારા માનતા હતા તે ખરૂં હતું! પણ એટલુંજ નથી. જેમ યુનાની તેમજ હીંદી દેવતાઓ ઇનસાનો સાથ તરેહવાર રૂપે ભેળાતા હતા અને ખુબસુરત સ્ત્રીઓ સાથ સંબંધ રાખતા હતા! દેવતાઓની માણસના જેવીજ ખાસીયત તે આ હતી. પણ એવીજ ખાસીયતના ઇરાની ઇજદ અમશાસ્પંદો ન હતા, એમ હીરૉડોટસ કેહે છે, અને તેવુંજ અવસ્તા ઉપરથી પણ આપણા જોવામાં આવે છે. બીજી પ્રજાઓની પેઠે ઇરાનીઓમાં પણ જેમ નર તેમજ નારી ઇજદો છે, પણ ખુદ અવસ્તામાં યા તેની શરેહમાં કે સમજણમાં, જંદમાં કે રેવાયતોમાં એવું કુશું નથી કે જે ઉપરથી આજે કોઇ ધણી એવું કેહેવાની હીમત કરે કે ઇરાની ઇજદો માણસના જેવી ખાસીયત ધરાવે છે. યુનાની અને હીંદુ દેવતાઓ ખોરાક લેતા, શરાબ પીતા, માણસના જેવું શરીર ધરાવતા, પોતપોતામાં પરણતા, વ્યભીચાર કરતા, આદમજાદ સાથ ભેળાતા, એકને નવાજતા અને બીજાને હનતા (પછી તેઓ બંને ભલા હોય કે બંને બુરા હોય), ચોરી છુપાઇથી આદમજાદને ઠગતા, સુંદર નાજનીનો સાથ મોહબત બાંધતા, ઇત્યાદી. આ અને એવુંજ બીજું ઇનસાનપણું આ દેવતાઓમાં આપણ જોઇએ છીએ તેવું કશું અવસ્તાના ઇજદ અમશાસ્પંદોનાં બયાનમાં જણાતું નથી.

## ઙ ૫–બંદગીનો જગા.

હવે ત્યારે કુદરતી સવાલ એ ઉભો થાય છે કે જો ઇરાની પાર્સીઓ પોતાના ઇજદ અમશાસ્પંદોની આરાધનાને માટે તેમની મુર્તીઓ બનાવતા ન હતા, તેમને માટે દેહેરાં બાંધતા ન હતા, તથા ભોગો આપવા માટે યજ્ઞકુંડ ઉભાં કરતા ન હતા, તો તેઓ તેમની આરાધના અને સ્તુતી શી રીતે કરતા હતા? આ સવાલનો ઉતર હીરૉડોટસ એમ આપે છે કે તેઓ ઉંચામાં ઉંચા પર્વતોની ટોંચ ઉપર જઇને પોતાના ઇજદોને આરાધતા અને તેમને ભેટો આપતા હતા. હીરૉડોટસના આ સખુનોને ખુદ અવસ્તા ઉપરથી પણ ટેકો મળે છે. યસ્તોમાં આપણ વાંચીયે છીયે કે કેટલાક આગળા ઇરાની પાદશાહો, પેહેલવાનો અને પેગામ્બરો પાહાડોની ટોંચ ઉપર જઇને ઇજદોની બંદગી કરતા અને તેમને ઇજતા હતા. દાખલા તરીકે. ગોશ, રામ અને અરશશંગ યસ્તોમાં પાદશાહ જમશેદ અને પેગામ્બર હોમો ફ્રાષ્મી વીશે એવી મતલબના ઇશારા વાંચીએ છીએ કે પેહેલાએ ઉપલા ઇજદોને લીલોત્રીવાળા હુકેરે પાહાડની બુલંદી ઉપરથી અને બીજાએ અલ્બરૂજ પાહાડનાં બુલંદ મથાળાં ઉપરથી આરાધ્યા અને ઇજ્યા હતા. (ગોશ યસ્ત, ફ૦ ૮; તેજ ફ૦ ૧૭; રામ યસ્ત, ફ૦ ૧૫; અરશસંગ યશ્ત

ફ૦ ૨૮; તેજ, ફ૦ ૩૭.) ઉપલા દાખલાઓ ઉપરથી જણાયછે કે હીરૅાડોટસની આગમજ થઇ ગયલા પેશદાદ પાદશાહો વીગેરે પણ પર્વતોને મથાળે જઇનેજ બંદગી કરતા તથા ભોગો આપતા હતા. હખામની વંશના મોટા પાદશાહ દારાયસ હીસ્તાસ્પીસનાં નક્ષે રૂસ્તમ પર્વત ઉપરના અસ્તોદાન ઉપર પાડેલા એક ચીતાર ઉપરથી પણ ખુલ્લો એવોજ સાર નીકળેછે કે એ જમાનાના પાદશાહો પણ પર્વતો ઉપર જઇનેજ બંદગી કરતા હતા. અને કેટલાંક આતશખાનાઓની ખંડેર ઇમારતો આજે ઇરાનમાં પર્વતો ઉપરથી મળી આવેછે તે ઉપરથી પણ સીદ્ધ થાયછે કે આગળા પાર્સીઓ પાહાડો ઉપર જઇને પ્રાર્થના કરતા હતા. એમ છતાંબી એવું ખુલ્લું કેથેથી માલુમ પડતું નથી કે તેઓ માત્ર પાહાડો ઉપર જઇનેજ બંદગી કરતા, અને તે સીવાય બીજી કોઇ પણ જગા તેઓ એ કારણને માટે પસંદ કરતા ન હતા. જે યસ્તોમાં આપણ એવું વાંચીએ છીએ કે જમશેદ વીગેરેએ પાહાડો ઉપર જઇને બંદગી કીધી હતી તેજ યસ્તોમાં આપણ એમબી વાંચીયે છીએ કે હોશંગ, કેખુસરો વીગેરે બીજા પાદશાહોની બંદગી કરવાની જગા પાહાડોની ટોંચ નહી પણ પાહાડોનું હેઠાણ અને દરીયા કીનારો હતો.

## § ૬—જુપીટર અને હોરમજદ.

ઉંચા પર્વતો ઉપર જઇને ઇરાનીઓ ભોગો આપેછે એમ હીરૅાડોટસ કહી ગયો છે તે ખરૂં છે, પણ પાહાડોની ટોંચો ઉપર જઇને તેઓ "જુપીટર દેવતાને ભોગો આપેછે" આમ કેહેવામાં તે ભુલાવો ખાયછે. જુપીટર જેવા કોઇ પણ દેવતાને તેના વખ્તના તો શું પણ ત્યાર પછીનાબી ઇરાનીઓ ઓળખતા ન હતા. તે તો માત્ર યુનાનીઓનો વડો દેવતા હતો, અને યુનાનીઓ સાથ સંબંધ પડયા પછીજ પાર્સીઓએ તેનું નામ પણ સાંભળેલું હોવું જોઇયે. પણ નામ સાંભળ્યું તેથી તેઓ તેની પ્રાર્થના કરતા હતા, અને તેને ભોગો અને ભેટો આપીને પોતાના એક ઇજદ દાખલ ગણતા અને વખાણતા હતા, એમ માનવું કેવળ અશક્ય છે. અને તવારીખ ઉપરથી જણાય છે કે એમ મુદલ બન્યુંજ નથી. પણ અગરજો કેટલાકો સમજાવેછે તેમ અહુરમજદને હીરૅાડોટસે પોતાના વડા દેવતાનાં નામથી ઓળખ્યો હોય અને ઓળખાવ્યો હોય તો તે જુદી વાત છે. કદાચ હીરૅાડોટસની મતલબ 'જુપીટર' નામ અહુરમજદને બદલે વાપરવાનીજ હશે; પણ જ્યારે તે એમ લખેછે કે આ વડા દેવતાને ઇરાની પાર્સીઓ પર્વતનાં મથાળાં ઉપર જઇને ભોગો આપેછે, ત્યારે આ છેલ્લી દલીલ પણ ઉંધી વળેછે. કાંએકે ગાથામાંથી મળતો માત્ર એકજ દાખળો જે જરતોસ્ત વીશે છે તે બાદ કરીયે તો એક પણ પાર્સીએ, એક પણ ઇરાનીએ, એક પણ જરતોસ્તીએ, હીરૅાડોટસના વખ્તમાં, તેની આગમજ, યા તેની પછી, દાદાર હોરમજદને ભોગો આપ્યા હોય એવો બનાવ તવારીખ યા અવસ્તામાંથી માલુમ પડતો નથી. હખામની તવારીખમાં જર્કસીસ અને બીજા પાદશાહોએ બીજા ઇજદોને ભોગો આપેલા આપણે વાંચીએ છીયે, અને અવસ્તામાં એજ મુજબ ઘણા ઇજદોને ભોગો મળેલા જણાય છે; પણ ખુદ હોરમજદને એક પણ નાનાં ગોશપંદનો ભોગ આપ્યો હોય એવું કેહેથી માલુમ પડતું નથી.

હીરાડોટસે આ બાબતમાં એક બીજોબી ભુલાવો ખાધો છે. તે કહે છે કે જુપીટર દેવતાનું નામ પાર્સીઓ આકાશનાં આખાં ચક્રને આપતા હતા. (બાબ ૧૩૧). હવે જો જુપીટરનું નામ તેણે હોરમજદનાં નામને ઠેકાણે વાપર્યું હોય તો હીરૅાડોટસની ઉપલી હકીકત પાછી ખોટી પડેછે. તે પોતેજ આગળ ચાલતાં આપણને જણાવેછે કે પાર્સીઓ ખોરશેદ, માહતાબ, પવન, વીગેરેને માનતા હતા; ત્યારે વળી તેઓ આખા આકાશને જુપીટરનું જુદું નામ આપે, અને ઇજે, અને ભોગો આપે, એ જેમ અશક્ય લાગેછે તેમ ખુદ અવસ્તા

ઉપરથી પણ એ તકરાર ખોટી પડેછે. તેમાં તો આખા આકાશને માટે એકજ "થ્વાષ" શબ્દ વાપરેલો છે અને આકાશની સઘળી રોશનીઓને "અનઘ્ર રઓચાઓ" યાને "હદ વીનાની રોશનીઓ" કહી છે. એ હદ વીનાની રોશનીઓ તે ગ્રહો અને સેતારાઓ વીગેરે છે, જેમની કશી હદ યા ગણત્રીજ નથી. અમને લાગેછે કે હીરૉડોટસ પોતાના જુપીટર દેવતાનીજ સઘળી સંજ્ઞાઓવાળો એક મોટો દેવતા ઇરાનીઓમાં પણ હોવો જોઇએ એમ કલ્પીને ઉપલા વીચારો આપી ગયો છે; કેમકે 'જુપીટર'નું યુનાની નામ 'જ્યુસ' હતું, જે નામ પ્રથમ આખાં આકાશ મંડળને માટેજ વપરાતું હતું અને તે 'જ્યુસ' ઉપરથીજ નીકળેલું 'જુ-પીટર' (આકાશ પીતા) નામ ધરાવનારો દેવતાબી 'આકાશ'ને અર્થે વપરાયો છે, તે એવી રીતે કે તે ગોયા સઘળા દેવતા મંડળનો બાપ અને વડો હતો, અને જેમ ઇનસાનો ઉપર તેમજ દેવતાઓ ઉપર પણ તે અમલ ભોગવતો હતો. એવોજ એક વડો દેવતા અથવા ઇજદ પાર્સીઓમાં પણ હોવો જોઇએ એમ સમજીનેજ હીરૉડોટસે ઉપલા વીચારો પોતાની કશી ખાતરી કર્યા વીના આપેલા લાગે છે. એક વાત આ બાબતના સંબંધમાં જાણવા જોગ છે અને તે એ કે જેમ અસલી યુનાનીઓમાં 'જ્યુસ' તેમ અસલી આર્યનો જ્યારે મધ્ય એશીયામાં ભેગા વસ્તા હતા ત્યારે તેઓમાં "દ્યૌસ" નામનો એક વડો અને મુખ્ય દેવતા હતો અને તે કોઇજ નહી પણ 'આકાશ' પોતે હતો. આ એક અસલી દેવતા હતો, જેને બીજા આર્યનોની પઠે જરતોસ્તી આર્યનોના વડવાઓ પણ, જ્યારે એકજ આર્ય પ્રજા દાખલ વસ્તા હતા ત્યારે, માનતા હતા. તે અસલ દેવતા 'દ્યૌસ' ઉપરથીજ યુનાનીઓના 'જ્યુસ'ની કલ્પના થઇ હતી, અથવા એ છેલું નામ 'દ્યૌસ' ઉપરથી અપભ્રંશ થઇને બન્યું હતું, અને આ 'જ્યુસ' ઉપરથીજ લાટીન 'જુ-પીટર' દેવતાનું નામ નીકળ્યું હતું. પણ એ સઘળું છતાં અવસ્તામાં આકાશનો કોઇ મોટો ઇજદ હોય અને એવા કોઇ ઇજદને પાર્સીઓ આકાશનાં આખાં ચક્રના દેવતા દાખલ માની ગયા હોય એવું કશું જણાતું નથી.

## ૬ ૭—ભોગો અને ભેટો; તેમની વેહેચણી.

આ રીતે જ્યારે યુનાનીઓનો વડો દેવતા જુપીટર તેજ પાર્સીઓનો ખોદા અહુરમજ્દ હતો એમ સાબેત થતું નથી ત્યારે પાર્સીઓ હોરમજ્દને જુપીટર ગણીને પાહાડોની ટોંચ ઉપર ભોગો આપે એ પણ અશક્ય ગણાતું જોઇયે. તોપણ ખુદ ગાથા વાણીમાંથી એક ફકરો એવો મળે છે કે જે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પેગામ્બર જરતોસ્ત પોતે દાદાર હોરમજ્દને ભોગો આપી ગયો છે અથવા તે માટેનાં પ્રાણીઓ નજર કરી ગયો છે. નીચલા ફકરા (ઇજશ્ને, હા ૪૪, ફ૦ ૧૮) ઉપરથી આ બીના સીદ્ધ થાયછે. તેમાં જરતોસ્ત પોતે હોરમજ્દને આ મતલબનો એક સવાલ કરે છેઃ—

> "હું તને જે પુછું તેનો ખરો ઉતર દેજે, ઓ અહુર! તનદરોસ્તી અને અમર્ગીની બે શક્તીઓ આ માણસોને તેં જે મીસાલે બક્ષી છે તેજ મીસાલે મારે (તે શક્તીઓ) ભવીષમાં મેળવવાને માટે દશ હમેલદાર ઘોડીઓ અને એક ઉંઠની આ ભેટ, ઓ પવીત્ર! મારે કેવી રીતે વેંહેંચી આપવી?"

હજરત જરતોસ્તના આ સખુનો ઉપરથી બે વાત સીદ્ધ થાય છે. એક એકે ઇજદો વીગેરેને ઘોડા અને ઉંઠ જેવાં પ્રાણીઓના ભોગ આપવામાં આવતા હતા; અને બીજી એકે પ્રાણીઓને જબે કીધા પછી તેમનું ગોસ્ત ચોકસ રીતે વેંહેંચી આપવામાં આવતું હતું. હીરૉડોટસ આપણને જણાવે છે કે હખામની પાર્સીઓ ભોગ આપેલાં પ્રાણીનું ગોસ્ત પોતે

ઉઠાવી જઇ મરજી મુજબ તેનો ઉપયોગ કરતા હતા. પણ એ ઉપયોગ કેવી રીતને થતો હતો તે તેણે જણાવ્યું નથી, તેમજ કઇ કઇ જાતનાં પ્રાણીઓ ભોગ દાખલ અપાતાં હતાં તે પણ તેણે જણાવ્યું નથી. પણ યસ્તો ઉપરથી આપણને એ સઘળી બાબતોનો ખોલાસો મળે છે. ગોશ, અશીશંગ, આવાં અને બીજી યસ્તો ઉપરથી માલુમ પડે છે કે ઘોડાઓ, ગાયો, તેમજ નાનાં ગોસ્પંદોના ભોગો આપવામાં આવતા હતા આ સર્વમાં ઘોડાઓની સંખ્યા સૌથી ઓછી હતી; તેઓ કરતાં વધારે ગાયો અને ઉંટોની સંખ્યા હતી; પણ ગોસ્પંદોની સંખ્યા સર્વ કરતાં વધારે હતી. ગોશ યસ્ત મુજબ, એ ઇજદ, જેને 'દ્રવાસ્પ'ને નામે પણ ઓળખવામાં આવ્યો છે, તેને પેશદાદ પાદશાહો હોશંગ, જમશેદ, અને ફરેદુન, તથા પેગામ્બરો હોમો ફ્રાષ્મી અને જરતોસ્તે, તથા કેયાની પાદશાહો કેખુસરો અને ગુસ્તાસ્પે ઇજી ત્યારે ઉપલા બંને પેગામ્બરો સીવાય બાકીના પાંચે પાદશાહોએ તેને ભોગો આપ્યા હતા, અને દરેકે આપેલા તે ભોગોની સંખ્યા એકસરખી અને તે આ મુજબની હતી:—૧૦૦ જવાન ઘોડા, ૧૦૦૦ જવાન ગાયો, અને ૧૦૦૦૦ નાનાં ગોસ્પંદો અથવા પશુઓ. આવાં યસ્ત મુજબ એ સ્ત્રી ઈજદને પેશદાદ પાદશાહો હોશંગ, જમશેદ અને ફરેદુને, તથા પેહેલવાનો કેરશાસ્પ, તુસ, જામાસ્પ અને ધ્રુસ્તેહેમે, અને કેઆની પાદશાહો કાઉસ તથા કેખુસરોએ આરાધી. તેમજ વળી તેને ઘાતકી પાદશાહો જોહાક અને અફ્રાસીયાબે, તથા તુરાની વેસેના ખાનદાનીઓએ પણ આરાધી, ત્યારે તેઓમાંના દરેકે તેણીને ઉપર જણાવેલી સંખ્યાઓમાંજ ભોગો માટેનાં પ્રાણીઓ ભેટ આપ્યાં હતાં. આ મુજબ બીજા ઇજદોને પણ ભોગોની ભેટો મળતી હતી એમ અવસ્તા ઉપરથી માલુમ પડે છે. દાખલા તરીકે મેહેર યસ્તમાં એક ઠેકાણે (ક૦ ૧૩, ફ૦ ૫૪–૫૫) મીથ્ર ઇજદ ફરીયાદ કરે છે કે બીજા ઇજદોની પેઠે તેને કોઇ ઇજતું અને આરાધતું નથી; ત્યારે તેના સ્તુતી કરનારા તુરતજ પાછો ઉતર દેછે (ફ૰ ૫૬–૫૭) કે અમે તને ભેટો લાવીને આરાધીશું, ઇત્યાદી. વળી એજ યસ્તમાં એક બીજે ઠેકાણે (ફ૦ ૭૭) સ્તુતી કરનાર મેહેર ઈજદને "ક્રીયા સાથની ભેટ"થી પોતાની નજદીક બોલાવે છે. હવે આ ભેટ તે શી છે તે જણાવ્યું નથી. પણ જ્યારે મેહેર બીજા ઇજદોની ભેટનો દાખલો આપે છે ત્યારે તે ઉપર કહેલાં પ્રાણીઓની અથવા ભોગ આપ્યા પછી તેમના ચોકસ ભાગોનીજ તે ભેટ હોવી જોઇએ.

ઉપલી સઘળી યસ્તોમાં સંખ્યાબંધ પ્રાણીઓની ભેટોની વાતો આપણ વાંચીએ છીયે તેઓ સર્વેને જબે કર્યામાં આવ્યાં હોય એમ લાગતું નથી. આ સઘળી ભેટો પાદશાહો અને પેહેલવાનો અને બીજા નામચીન નરોએજ આપેલી જણાયછે. હવે આ ભેટોમાંનાં એક અથવા વધારે પ્રાણીઓને જબે કરવામાં આવ્યાં હશે ખરાં, પણ બાકીનાં તો ભેટોવાળા ઇજદોનાં નામ ઉપર, તેમની આરાધના અને ઇજશ્ને પછી, અશો લોકોને વેંહેંચી આપવામાં આવ્યાં હશે એવો સાર નીકળે છે. વંદીદાદમાં જાબજા તકસીરવારને માથે તેનાં પાપનાં પ્રાયશ્ચીત તરીકે જે ફરજો નાંખેલી છે તેમાંની એક ગાય ઢોરો અશો માણસોને બક્ષેશ આપવાને લગતી છે. દાખલા તરીકે ઉદ્ર નામે એક મોટી ખુબીવાળા પાણીના કુતરાને નાહક મારવાના વાંકની તોજેશ અથવા દંડ એવો ફરમાવ્યો છે કે મારનારે પોતાની મુકતીને થકી અશો માણસને ૧૪ પશુઓ ભેટ આપવાં. (વંદી. પરગરદ ૧૪, ફ. ૧૬). અલબત તે વખ્તના જમાનામાં જ્યારે પૈસા ટકાનું ચલણ નહી હતું, અને જ્યારે ગાય ઢોર તથા બકરાં મેંઢાં તેમનાં દુધ અને ગોશ્ત અને ચામડાંને માટે અસલી ઇરાનીઓની મુખ્ય અને કીમતી દોલત ગણાતી હતી, ત્યારે પાદશાહ પેહેલવાનોએ ઇજદ અમશાસ્પંદોને ભેટ આપેલાં ઉપલાં સઘળાં પ્રાણીઓને એકદમ જબે કરવામાં આવ્યાં હોય એ કેવળ અશકય લાગે છે. વળી તેમનાં લોહી,

અને છાણ, અને હાડકાં, વીગેરેના નસાથી જમીનને એકજ વખ્તે અતી મોટા જથામાં અપવીત્ર કરવામાં આવે, એ પણ અસંભવીક છે. માટે એમજ ધારી શકાય છે કે આ પ્રાણીઓનો મોટો ભાગ તે વખ્તે ધર્માદા અપાયો હશે અને પછી તેમને ગરીબોમાં અને અશો લોકોમાં વેહેંચી આપવામાં આવ્યાં હશે.

આ મુજબ ત્યારે જે પ્રાણીઓને જબે કરવામાં આવતાં હતાં તેમનું ગોશ્ત અને બીજી ભેટો કોણે ખાવી અને તે કોણને વેહેંચી આપવી, એ સવાલ ઉપર આપણ હવે આવીયે છીયે. આ સવાલનો ખોલાસો આવાં યશ્ત ઉપરથી ખુલ્લો માલુમ પડે છે. એ યશ્તમાં એક ઠેકાણે (ફ૦ ૮૮) જરતોશ્ત આવાં ઇજદથી જાણવા ઇછે છે કે તેણે તેણીને કઇ આરાધનાથી આરાધવી. અને કઇ અરાધનાથી વધારે વખાણવી. એના ઉતરમાં આવાં આ મતલબનું કહે છે કે તેણીને જે જે ભેટો મલી હોય તેમની વેહેંચણી ચોકસ ધણીઓમાંજ થવી જોઇયે અને ચોકસ ધણીઓમાં તે નહી થવી જોઇયે. જેમકે જરતોશ્ત જેવા કાબેલ અને ભલા ગુણવાલા અથોરનાને આ ભેટોની ચાશની કરવી; પણ એક દીન દુશ્મને, ગુસ્સાવાલાએ, ચાડી ખાનારે, જુઠું બોલનારે, નીચ માણસે, ગાથા નહી ભણનાર બેહેદીને, જેનાં શરીર ઉપર કોહોડ થયો હોય તેવા ધણીએ આ ચાશની કરવી નહી. (ફ૦ ૮૯, ૯૦, ૯૧) આ ઉપરથી ખુલ્લું જણાય છે કે ઇજદોને મળેલી ભોગોની ભેટોની ચાશની કાબેલ અથોરનાનો અને ભલા માણસો કરી શકે. આ વીશે વધારે અને પુરતી સમજણ એક બીજા ફકરા (ફ૦ ૯૧) ઉપરથી મળી શકેછે, જેમાં જણાવે છે કે ઘાતકી અને બુરી ખસલતનો જે માણસ હોય તેણે આ ચાશની ખાવી નહી. આ ચાશની કરવાનો બીજાંબી થોડાંક માણસોને અટકાવ થયલો અશીશંગ યશ્ત ઉપરથી જણાયછે (ફ૦ ૫૪).

## ૧૮— માણસના ભોગો.

ભોગોને લગતી બીના સમાપ્ત કર્યા આગમજ હીરૉડોટસની એક તદન ખોટી અને ભુલાવો ખવાડનારી હકીકતનો રદ જવાબ આપવાની જરૂરછે. તે એક ઠેકાણે (દફ૦ ૭, બાબ ૧૯૧) જણાવી જાયછે કે યુનાન ઉપર જર્કસીસ પાદશાહ ચહડાઇ લઇ ગયો તે વખ્તે સેલેમીસની લડાઇમાં પાદશાહનાં દરીયાઇ બારકસોને જબરૂં તુફાન લાગ્યું, જે ત્રણ દાહાડા સુધી નરમ પડયું નહી. ચોથે દીને માજી લોકોએ માણસોના ભોગો આપીને તથા પવનનાં મંત્ર ભણીને તેનું જોર નરમ પાડયું." હીરૉડોટસે આ તદન એક તોલ્લોજ લગાવી દીધોછે. ભોગોને લગતા ઉપલા હેવાલમાં આપણુ પ્રાણીઓ વીશે બોલ્યા છીએ, પણ હખામનીઓ માણસના ભોગો આપતા હતા એમ લખવું તદન ગલત અને બેખબરી ભરેલું છે. અવસ્તામાં એ વીશે એક હરફ પણ નથી. જે ધર્મમાં વસ્તીવાડીના વધારા વીશેનું ફરમાન હોય તેમાં માણસ જાતની આ રીતે ખરાબી અને નાશ કરવાનું પાતક ફરમાન કદી પણ હોય નહી, અને તે ધર્મ પાળનારી પ્રજા પણ એવું પાતક કામ કદી કરે નહી. હીરૉડોટસે એક બીજે ઠેકાણે (દફ૦ ૭, બાબ ૧૧૪) પણ એવી મતલબનું લખ્યું છે કે હખામનીઓ જીવતાં માણસોને ડાટતા હતા, અને એવી રીતે ભોગો આપવાનો તેઓમાં રેવાજ હતો. આ પણ તદન જુઠું અને એક કલંક સરીખું છે. દેખઇતી રીતે આ બાબતમાં હીરૉડોટસને કોઇએ ભમાવેલોછે અને તેથી તેણે જબરો ભુલાવો ખાધેલો છે.

## પ્રકરણ ૨.

# આરાધના લાયકના ઇજદો.

§ ઇજદોની આરાધના. હખામની ઇજદો:—(૧) હોરમજદ; (૨) ખોરશેદ; (૩) માહતાબ; (૪) આતશ:—તેની મોટાઇ, તેના ઉપર લાસને બાળવાની મનાઇ, તેનો ખોરાક; (૫) પાણી:—તેને ખરાબ કરવું નહીં, નદીઓને માટે મોટું માન; (૬) જમીન; (૭) પવન. 'યુરેન્યા'ની પુંજા, તે કંઇ ઇરાની ઇજદ નથી, તે કંઇ મિથ્ર નથી, 'યુરેન્યા' અને 'અનાહીત', વચે મળતાપણું અને તફાવત. મિથ્ર—તેની મોટાઇ અને દરજ્જો. અવસ્તાના જમાનાના લોકોનું જ્ઞાન.

"એજ મુજબ તેઓ (પાર્સીઓ) આફતાબ, માહતાબ, જમીન, આતશ, પાણી, અને પવન, એઓને પણ (ભોગો) આપે છે. જે દેવતાઓની પરસ્તેશ પુરાતન વખ્તથી ઉતરી આવી છે તે માત્ર આટલાજ દેવતાઓ છે."—બાબ ૧૩૧.

### § ૧—ઇજદોની આરાધના.

હીરૉડોટસ મુજબ હખામની પાર્સીઓ ઉપલા ફકરામાં જણાવેલા સઘળા દેવતાઓને પાહાડો ઉપર જઇ ભોગો આપતા હતા અને તેમની આરાધના કરતા હતા. કદાચ આમ હશે, અને તવારીખ ઉપરથી જણાય છે કે ખોરશેદ તથા પાણીને તેઓ ભેટો આપતા હતા-પણ અવસ્તામાં આપણને એવું કેયેથી પણ મળતું નથી કે જેમાં માત્ર અહુર્મીસુર સીવાય આતશ, પાણી, પવન, ખોરશેદ, માહતાબ, વીગેરેને ભોગો આપવામાં આવેલા જણાવ્યા હોય. જર્કસીસ પાદશાહે સ્ત્રાઇમન નદીને એક સફેદ ઘોડાનો ભોગ અપાવ્યો હતો, એમ હીરૉડો-ટસ પોતે લખી જાય છે (દફ૦ ૭, પ્ર૦ ૧૧૩); અને આ ભોગો હખામનીઓ કેવી પ્ર-કારે આપતા હતા તેનું વર્ણન સ્ત્રેબો આપી જાય છે. હીરૉડોટસની મતલબ કદાચ એવું કહેવાની હશે કે જેમ ઇજશ્નેમાં જણાવ્યું છે તેમ ઉપલા સઘલા ઇજદોને જશનમાં નોત્રું દેવામાં આ-વતું હતું, અને તે વેળા તેમને બીજી જીનસો જોડે ગોસ્તની ભેટ આપવામાં આવતી હતી. તોપણ આ જાતની ભેટ સઘળા ઇજદોને મલતી હોય એમ પણ જણાતું નથી. આતશની ભેટ માત્ર સુખડ, લોબાન, ચર્બી અને બીજી સુગંધી આપનારી વસ્તુઓ છે. હીરૉડોટસ મુજબ જમીનને પણ ભોગો આપવામાં આવતા હતા, અને તે એમકે જીવતાં માણસને તેમાં ડાટી દેવામાં આવતાં હતાં. પણ આ એક માત્ર તોહ્લો છે, અને તેને એ બાબતમાં કોઇએ ખોટી ખબર આપી હોય એમ માનવાને કારણ મળેછે; કેમકે માજદયસ્ની મજહબના કાનુન મુજબ અમલ કરનારો કોઇબી પાર્સી અથવા ઇરાની માણસનો જીવ લેવાનું અને તેની લાસને જમીનમાં ડાટવાનું ગુનાહ ભરેલું કામ કરે એ કેવળ અશક્ય છે. એ જાતની રસમ ઇરાનમાં નહીં પણ યુનાનમાં જાએજ હતી. વળી ઇરાની પાર્સીઓ જમીનની નીચે વસનારા કોઇ પણ દેવતાને ઓળખી ગયા નથી તો તેઓ તેને માન તે ક્યાંથી આપે? ઇરાનીઓ એક એવી પ્રજા હતી કે જે હીંદુઓ, યુનાનીઓ, અને રૂમીઓથી ઉલટીજ રીતે, કોઇ પણ બુરા દેવતાને કબુલ નહીં રાખતાં દરેક સારા, યાને ભલી પેદાયશની વૃદ્ધીનાં કામમાં મદદ આપે એવા, દેવતાનેજ પીછાનતી તથા માન આપતી હતી.

## ૬ ૨—હખામની ઇજદો.

એક બીજી બાબત હીરોડોટસે એવી જણાવી છે કે ઉપર કહેલા ઇજદોનીજ આરાધના પાર્સીઓમાં પુરાતન વખ્તથી ઉતરી આવી હતી. આ ખરી વાત હશે; કદાચ હખામની વખ્તના પાર્સીઓ બીજા ઇજદો, જેઓ વધારે પુરાતન છે, તેમની આરાધના ભુલી ગયા હશે; પણ તેટલા માટે તેઓ તેમનાં નામો પણ ભુલી ગયા હોય એમ જણાતું નથી. આદર, આવાં, ખોરશેદ, મોહોર, રામ, અને અસ્ફંદારમદ, એટલાજ ઇજદો અને અમશાસ્પંદ વીશે હખામનીઓને ખયાલ હોય અને બીજા ઇજદ અમશાસ્પંદો વીશે તેઓ બેખબર હોય એમ અમે માનતા નથી; અગત કરીને તે વખ્તના પાર્સીઓનાં જે ભાગી તુટી હાલતનાં નામો યુનાનીઓએ સાચવી રાખેલાં આપણને મલેછે તે ઉપરથી તો એવું દીસેછે કે હખામની પાર્સીઓને તીર, બેહેરામ અને બહમન વીશે પણ ખબર હતી. તેમનાં પોતાનાં નામો ઉપરથી એ બીના સીદ્ધ થાયછે. "તીરીદાતીસ" અને "તેરીબાજુસ" જેવાં નામો તીર ઇજદની યાદ આપેછે; "ફ્રાર્નીપતીસ" અને "ફ્રારનદાતીસ" નામો બેહેરામ ઇજદની નીશાન બતાવેછે; અને "ઓમાનીસ"માં બહમન અમશાસ્પંદનું નામ ખુલ્લું જાહેર થાયછે. એ નામોના અર્થ ઉપલા ફરેસ્તાઓનાં નામો ખુલ્લાં પાડી આપેછે; અને તેમ છતાંબી શું આપણે એવું માનવું જોઇયે કે હખામની પાર્સીઓને આ ઇજદ અમશાસ્પંદો વીશે કશી ખબર હતી નહીં? હખામની પાર્સીઓમાં જે નામો વપરાતાં હતાં તે ઉપરથી મુખ્ય નીચલા ઇજદ અમશાસ્પંદોનાં નામો મળે છેઃ—

હોરમજદ, બહમન, સપંદારમદ, આવાં, આદર, મેહેર, તીર, બેહેરામ.

આ નાની ટીપ ઉપરાંત, પાદશાહ દારાયસ હીસ્તાસ્પીસે નક્ષે રૂસ્તમ અને બીહીસ્તુન વીગેરે ઠેકાણે કોરાવેલી પોતાની ફતેહોની તખ્તીઓમાંથી હખામની જમાનાના પાર્સીઓના સઘળા મલીને નવ મહીનાઓનાં નામો મળે છે, જેમાં અગત કરીને અરદીબેહેસ્ત અને શેહેરેવર, વીગેરે નામો પીછાની શકાય છે, માટે એ અમશાસ્પંદોનાં નામો પણ ઉપલી ટીપમાં ઉમેરાવાં જોઇયે. અને વળી હીરોડોટસ કહે છે કે ઇરાનીઓ માહતાબ અને પવનને પણ માન આપતા હતા, ત્યારે નીચે આપેલી ટીપ મુજબના ઇજદ અમશાસ્પંદો હખામનીઓના વખ્તમાં જાણીતા હતા એવું ચોકસ ઠરે છે. અલબત એ ઉપરાંત બીજા ઇજદો તેમને જાણીતા હશે, પણ તે વીશે આપણને જોઇતી શાહદતો મળી નથીઃ—

હોરમજદ, બહમન, અરદીબેહેસ્ત, શેહેરેવર, અસ્પંદાદ, આદર, આવાં,
ખોરશેદ, મોહોર, તીર, મેહેર, બેહેરામ, રામ, ગોવાદ, આસ્માન.

પાદશાહ દારાયસ બીહીસ્તુન ખાતેના એક લેખમાં એવું જાહેર કરે છે કે "હોરમજદે અને બીજા ઇજદોએ મને મદદ આપી." આ બીજા ઇજદોની સંખ્યા અને નામો ઉપલા લેખમાં જણાવેલાં નથી. પણ હોરમજદ સર્વમાં વડો હતો, તે દારાયસના નક્ષે રૂસ્તમ ખાતેના લેખની શરૂઆતમાંજ તેનું નામ યાદ કરીને તે જે કંઇ જણાવે છે તે ઉપરથી માલુમ પડે છે. તેમાં તે લખે છે કે "મોટો ખોદા હોરમજદ, જેણે આ જમીન પેદા કીધી, પેલો આસમાન પેદા કીધો, માણસ જાતને પેદા કીધાં, માણસ જાતને જીંદગી બક્ષી," ઇત્યાદી. હોરમજદ પછીનો દરજ્જો બીજા કીયા ઇજદ અમશાસ્પંદનો હતો તે આપણ કહી શકતા નથી; તોપણ હીરોડોટસે જણાવેલા હખામની પાર્સીઓના દેવતાઓની થોડીક હકીકત હીઆં નોંધી લેવી જોઇયે છે.

(૧) **હોરમજદ**—હખામનીઓનો સર્વેથી વડો દેવતા. અથવા ખોદા અને પેદા કરનાર હોરમજદ હતો તેમાં કશો સંદેહ નથી. પાદશાહોની તખ્તીઓ ઉપરથી તેનું નામ આપણને "ઔરમજદ" એવું મલે છે; એ નામ ઘણાખરા યુનાની લખનારાઓનેબી ખબર હોય એવું જણાય છે, તો જોકે તેઓ તેને તરેહવાર અપભ્રંશ ઉચારે લખી ગયા છે. મજકુર હખામની ઉચાર પણ બીગડેલોજ છે, કેમકે અસલ 'અહુર-મજ્દ' નું તેમના વખ્તમાં 'ઔરમજદ' બની ગયું હતું. યુનાનીઓએ તો તેને વધારે ને વધારે બીગડેલાં નામોથી ઓળખાવ્યો છે; તોપણ હીરૉડોટસ તો તેનું એવું અપભ્રંશ નામ પણ નહી દેતાં પોતાના વડા દેવતા 'જયુસ' ના નામથીજ પાર્સીઓના ખોદાને પણ ઓળખાવી ગયો છે. પ્લુટાર્કે હખામની પાર્સીઓના મજહબનું બીજાઓ કરતાં વધારે અચ્છું વીવેચન કર્યું છે તેના જણાવ્યા મુજબ બે એકેકથી ઉલટી ખાસીયતની શકતી-ઓથી સર્વ ચીજની પેદાયશ થયલી ઇરાનીઓ માનતા હતા, જે બંને શકતીઓ એકેકની સામે લડતી હતી; એક રોશની યાને ઇનસાફ તરફની અને બીજી અંધકાર યાને બુરાઇ તરફની હતી. આ ઉપરથી તેઓમાં બે વીચાર ચાલતા હતા. એક વીચારવાલાઓ એવું માનતા હતા કે ખોદા બે છે, જેમાંનો એક ભલી પેદાયશનો અને બીજો બુરી પેદાયશનો સાહેબ છે. બીજો વીચાર એવો હતો કે જે ભલી પેદાયશનો સાહેબ છે તેજ ખરો ખોદા છે, અને બુરી પેદાયશ કરનાર તો દેવ છે. પ્લુટાર્ક સમજાવે છે કે જરતોસ્ત પેગામ્બર પોતે પણ એમજ કહી ગયો છે, અને તેણે ભલી પેદાયશવાલા ખોદાને હોરમજદનું તથા તેના હરીફને હારેમનનું નામ આપ્યું છે. હખામની વખ્તમાં જેમ મનાતું હશે તેમ પ્લુટાર્ક આ વીચારો જણાવી ગયો હશે, પણ જરતોસ્તે જે બે એકેકથી ઉલટાં કામો કરનારી શકતીઓ વીશે સમજણ પાડી છે તે જેમ તે સમજ્યો નથી તેમ હખામની પાર્સીઓ પણ કદાચ સમજ્યા નહીજ હશે, અને તેથીજ તેઓમાં ખોદા વીશે જેવો જોઇએ તેવો વાસ્તવીક ખયાલ હોય એમ જણાતું નથી. દારાયસ પોતાની તખ્તીઓમાં હોરમજદને "ખોદા" અને "મોટો ખોદા" કહી ગયો છે; પણ "સર્વથી મોટો" એવો એલકાબ તેણે તેને આપ્યો નથી, તે ઉપરથી કદાચ અનુમાન કરવાને કારણ મળે કે તે વખ્તે અવસ્તાવાણીના ફીલસુફી ભરેલાં લખાણની જેવી જોઇયે તેવી સમજ ધરાવવામાં આવી નહી હશે તેથી તે વખ્તના જર-તોસ્તીઓએ હારેમનને હોરમજદથી ઉતરતો નહી પણ તેના હરીફ અને બરાબરીયા દાખલ ગણ્યો હશે. અલબત, આ હરીફ હોરમજદના જેટલું બળ ધરાવી શકતો નથી, કેમકે અંતે ભલી પેદાયશનીજ ફતેહ છે એમ હખામનીઓ માનતા હતા ખરા; પણ હોરમજદ પોતે તો ખરૂં જોતાં હરીફ વીનાનો છે, અને હારેમન જેનો હરીફ છે તે તો સપેનામીનો નામે એક બીજીજ શકતી છે, એવી હખામનીઓને ખબર હોય એમ લાગતું નથી. ખુદ વંદીદાદમાં પણ આ ખરી સમજણ સાચવી રાખેલી જણાતી નથી, ત્યારે હખામની ઇરાની-ઓના વખ્તમાં તેજ સમજણની આપણ વકી રાખીયે તે કેવળ નહીં બને એવું છે. સઘળુ ભલું, સઘળું નેક, સઘળું જ્ઞાન, સઘળી રોશની તે હોરમજદ અને હોરમજદનુંજ છે, એમ તો તેઓ સમજતા હતા. રોશનીજ તેનું મકાન અને રોશનીજ તેનું સદાનું સ્થળ છે, એમ તેઓ માનતા હતા; અને પાદશાહ જર્કસીસે પોતાના મુલુકો વધારવાના લોભ સંબંધી એકવાર એમ કહેલું યુનાનીઓએ નોધ્યું છે કે "હું મારૂં રાજ એટલું બધું વધારીશ કે તેની સરહદ છેક હોરમજદનાં રોશન મકાન સુધી જઇ પુગે." (ડૉ૦ એડૉલ્ફ રૅપ, "અસલી ઇરાનીઓનાં ધર્મ અને રીતભાત," મી૦ ખ. રૂ. કામાએ કરેલો ઇંગ્રેજી તરજુમો, સફે ૯૯.) હખામનીઓ હોરમજદની પ્રાર્થના વખ્તે તેને ઉંચાં બેહેસ્તમાં વસતો જાણીને પોતાના હાથ

ઉંચા ધરતા હતા. હીરૉડોટસ તેમના ખોદા વીશેના વીચારથી કેવળ અજ્ઞાન હતો, પણ યુસીબ્યસ નામે એક લખનારે ફાઇલો નામે એક બીજા લખનાર ઉપરથી હોરમજદ સંબંધી જે ઉતારો કીધો છે તે અવસ્તામાં જણાવેલી હોરમજદની સેફ્તોમાંની કેટલીક મુખ્ય સેફ્તોને મળતો આવે છે. ફાઇલો લખી ગયો છે કે આ ઉતારો તેણે ઇરાનીઓનાં પવીત્ર લખાણ ઉપરથી કર્યો છે, અને તે લખાણ જરતોસ્તનું પોતાનું છે. અલબત આ છેલી વાતમાં તેણે કઇક હદ બાહેર કહ્યું છે, કેમકે નીચે જણાવેલી તુલોતવીલ મતલબનો એક આખો ફકરો ગાથાવાણીમાંથી મલી આવશે નહીં; પણ હોરમજદ યસ્તમાંથી એ ફકરામાંની સેફ્તોનાં નામોની શોધ થઇ શકશે:—

"હોરમજદ સર્વથી પેહેલો, નહીં નાશ પામે એવો, હમેશાં હમેશ કાયમ રેહેનારો, પોતાની મેળે પેદા થયલો, જેના વીભાગો નહીં થઇ શકે એવો, જેની સરખામણી નહીં થઇ શકે એવો, દરેક ભલી પેદાયશનો સાહેબ, નહીં બીગડે એવો, ભલાંમાં સર્વથી ઉત્કૃષ્ટ, ડાહપણવાળાઓમાં સર્વથી ડાહપણવાળો, સુલેહ અને ઇનસાફનો પીતા, પોતાની મેળે શીખેલો, કુદરતી, સમ્પુર્ણ, ડાહ્યો," ઇત્યાદી.— રૅપ, સફે ૧૦૦.

આ સઘળી ખુબીઓવાળો ઇરાનીઓનો હોરમજદ સર્વથી વડા ખોદાના દરજ્જાનો પોતાની મેળે સાબેત થાય છે; અને જેમ ઉપલા લખનારે જણાવ્યું છે તેમ ઇરાની પાર્સીઓ હોરમજદને આ સઘળી ખુબીઓવાળા ખોદા તરીકે ગણી ગયા હોયતો તેઓ એક ગમથી ખુદ જરતોસ્તે પોતે સમજણ આપીછે તેમ હોરમજદને વડો અને વગર હરીફનો ગણવા છતાં બીજી ગમથી વંદીદાદમાં છે તેમ તેઓ તેના હરીફ દાખલ હારેમનને ગણતા હતા એમ સાબેત થાયછે. અવસ્તામાં હોરમજદની સેફ્ત કેવી છે તેનું હીઆં લંબાણ વીવેચન કરવાની જરૂર નથી. ફાઇલો ઉપરથી આપેલી સેફ્તોની ઉપલી ટીપને મળતી તેમજ એ કરતાં બીજી કેટલીક વીશેષ ખુબીઓવાળો હોરમજદ અવસ્તામાં જાહેર થયલોછે. આ સઘળી ખુબીઓ નીચલી ટીપ ઉપરથી જણાશે, જે ખુલ્લું દેખાડેછે કે હોરમજદ સર્વથી વડો છે, તેનો કોઇ હરીફ નથી, અને સર્વ પેદાયશ તેનાથીજ છે:—

સર્વ વ્યાપક, અકલમંદ, ડાહપણ વાળો, વૃદ્ધી વાળો, વૃદ્ધી કરનાર, પાસબાની કરનાર, જીંદગી બક્ષનાર, ઘણોજ ફાયદો પોહોચાડનાર, દુશ્મન વગરનો, ઇનસાફી, સર્વ જોનાર, તનદરોસ્તી આપનાર, પેદા કરનાર, પોષણ કરનાર, આબાદી રાખનાર, દુર જોનાર, પાળનાર, મરજી મુજબ અને કીર્તીથી રાજકરનાર, નહીં ઠગનાર, નહીં ઠગાનાર, ખરાબીને તોડનાર, ફાયદો કરનાર, પુર રોશનીવાળો, શુરો, બુલંદ, તુરમંદ, માહજ્ઞાની, સર્વજ્ઞ, ઇત્યાદી.

અમશાસ્પંદો અને બીજા ઇજદો હોરમજદના જોડયા નથી, પણ તેના તાબેદાર અને તેના હુકમ મુજબ ચાલનારા છે તે વીશેનો એક ફકરો હોરમજદ યસ્તમાંથી હીઆં ટાંકીયે છીએ:—

"અહીઆં (અથવા આ) અએ જરતોસ્ત! બહમન (અમશાસ્પંદ) મારી પેદાએશ છે! અએ જરતોસ્ત! અહીયાં અરદીબેહેસ્ત (અમશાસ્પંદ) મારી પેદાયશ છે! અએ જરતોસ્ત! અહીયાં શેહેરેવર (અમશાસ્પંદ) મારી પેદાયશ (છે)! અએ જરતોસ્ત! અહીયાં અસ્પંદાદ (અમશાસ્પંદ) મારી પેદાયશ (છે)! અહીયાં ખોરદાદ તથા અમરદાદ (અમશાસ્પંદો,) જેઓ બીજી હૈયાતીમાં જનારા અશો (લોકો)નો બદલો છે (તેઓબી) અએ જરતોસ્ત મારી પેદાયશ છે"— ખોરદેહ અવસ્તા બા માએની, સફો ૧૭૨.

વળી એક ઠેકાણે એમ આવ્યું છે કે અમશાસ્પંદોનો "બાપ" અને "શીખવનાર" હોરમજદ છે. (ફરવરદીન યસ્ત, ફ૦ ૮૩.)

**(૨) ખોરશેદ.**—"** બીજી સહવારે જ્યારે તેઓ (ઇરાનીઓ) સુરજને તલુ થવાની વાટ જોતા હતા ત્યારે પુલ ઉપર સઘલી જાતની ખુશબોઇ બાળવામાં આવી અને રસ્તા ઉપર મેદીની ડાંખલીઓ પાંથરી. જ્યારે સુરજ દેખાયો ત્યારે જર્કસીસે એક સોનાના વાસણમાંથી દરીયામાં દારૂ રેડયો અને પછી આફતાબની સ્તુતી કરીને એવી દોઆ ચાહી કે "–ઇત્યાદી–દફ૦ ૭, બાબ ૫૪.

આફતાબને હખામની ઇરાનીઓ તેને લાયકનો મરતબો આપી ગયા છે. પુરાતન વખ્તમાં જ્યારે મજદયસ્ની જરતોસ્તી દીન આપણા પેગામ્બરે જાહેર કીધી નહતી તે વખ્તે અને તેની આગમજ આપણા નેયાગાનો અનેક ઇજદોને વડા દેવતા ગણી માન આપતા હતા. તે વખ્તનો આપણો ધર્મ વેદીક હતો. તે વખ્તે આપણ એકજ ખોદાને પીછાનીને બીજા ઇજદોને તેનાથી ઉતરતા ગણવાને બદલે દરેક દેવતાને એકેકની બરાબરની શક્તી ધરાવનાર ગણીને માન આપતા હતા. પણ હજરત જરતોસ્તની માજદયસ્ની–જરતોસ્તી દીનમાં-આપણ શીખ્યા કે પેદા કરનાર એકજ અને તે અહુરમજદ છે, અને બાકીના ઇજદ અમશાસ્પંદો તેના બરાબરીયા નથી, તેનાથી સ્વતંત્ર નથી, પણ તેની પોતાની પેદા કીધેલી વધતી ઓછી અને એકેકથી જુદી જુદી ખુબીઓ ધરાવનારી શક્તીઓ છે. આ શક્તીઓમાંની એક ખોરશેદ છે. વેદીક ધર્મ અગત કરીને કુદરતી વસ્તુઓની આરાધના શીખવનારો હતો; માજદયસ્ની–જરતોસ્તી ધર્મ એકજ ખોદાને પીછાનવાનું શીખવે છે. પણ તેમ છતાં વેદીક ધર્મ વખ્તની કુદરતી વસ્તુઓ પાછળા વખ્તમાં પોતાનો દરજ્જો એકદમ ખોહી બેઠી હોય એમ જણાતું નથી. ખોરશેદ, માહતાબ, આતશ, પાણી, જમીન, પવન, રોશની, વરસાદ, એ સર્વ વેદીક દેવતાઓ ગણાયા હતા; અને એ સઘળી કુદરતી વસ્તુઓના મવક્કલ ઇજદો જરતોસ્તી ધર્મમાં પણ પોતાનો મરતબો જાળવી શકયા છે—તફાવત એટલોજ છે કે તેઓ સર્વ સ્વતંત્ર નહીં પણ એક ખોદાની પેદાયશ ગણાઇ છે. અને તે ખરૂં છે. આજે ખોરશેદને આપણ ખોદાની એક અતી ઉતમ પેદાયશ દાખલ ગણીને વખાણીયે તો તે કેવળ ખરૂં છે;—વીધા, જે આજના જમાનામાં સારી સમજ ધરાવનાર માણસ જાતનો ખરો ધર્મ છે, તે પોતે આજે ખોરશેદની સ્તુતી કરવાનું આપણને શીખવે છે. અને હખામની વખ્તના ઇરાની પાર્સીઓ આજની પેઠેજ ખોરશેદને તેનાં તેજ અને પ્રકાશને માટે, તેનાથી મળતી ગરમી અને તનદરોસ્તીને માટે, વખણુતા હતા. ખુદ અવસ્તામાંથી ખોરશેદ વીશે આપણને જે કંઇ થોડીઘણી હકીકત મળેછે તે જેમ વિદ્યા શીખવેછે તેમજ આપણને સુચવેછે. હખામનીઓ કુદરતી પેદાયશોમાં સુરજને એક ઇજદ દાખલ સર્વથી મોટો દરજ્જો આપતા હતા. ગોયા હોરમજદથીજ ઉતરતો ખોરશેદ હોય તેમ તેઓ તેને માન આપતા હતા. યુનાની લખનારાઓ આપણને જણાવી જાય છે કે પાછળા વખ્તના હખામની પાર્સીઓ પોતાના મોટા તેહવારો અને જશનો વખ્તે હોરમજદની અને ઇજદોની નીશાન દાખલ તેમને અર્પણ કરેલા રથ કાહાડતા હતા અને સરઘસના આકારમાં તેમને મોટા ભપકા સાથે ફેરવતા હતા. એ રથોમાં હોરમજદના રથ પછીનો દરજ્જો ખોરશેદના રથનો હતો; હોરમજદ પછી ખોરશેદને તેઓ ભેટો નજર કરતા હતા; હોરમજદ પછી તુરતજ તેઓ ખોરશેદની સ્તુતી કરતા હતા (રૅપ, સફે ૧૩૯). હખામની પાદશાહો લડાઇમાં નીકળતી વખ્તે સુરજ ઉગ્યા વીના, અને તેની વખાણ કીધા વીના, તેમજ તેનાથી પોતાની ફતેહને માટે દોઆ માંગ્યા વીના કદી કુચ કરતા ન હતા, તે હીરૉડોસના ઉપર ટાંકલા ફકરા ઉપરથી સ્પષ્ટ સમજાય છે. સાસાની

પાદશાહોના વખ્તમાં તો આફતાબની આરાધનાએ વધારે પગળાં ભર્યાં હતાં, તે હંઇ સુધી કે આફતાબની આરાધના તેજ ગોયા માજદયસ્નની જરતોશ્તી ધર્મ હોય તેમ ખ્રીસ્ટીઓને તાબે કરતી વેળા પાદશાહો તેમને ખોરશેદની સ્તુતી કરવાની ફરજ પાડતા હતા.

અવસ્તામાં ખોરશેદ હોરમજદની પેદાયશ છે એમ અનેક ઠેકાણે જણાવેલું છે. તેમાં તેને હોરમજદનું તન કહ્યો છે. "તેજ ઘોડાવાળો ખોરશેદ હોરમજદનું શરીર છે, એમ ખુલ્લા શબ્દોમાં આપણુ વાંચીએ છીયે (ફરવરદીન યશ્ત, ફ૦ ૮૧). તેમાં તેને અમર ગણ્યો છે," અને વીધા કેહે છે કે કરોડો વરસો થયાં જે ખોરશેદ આપણાં સુર્ય મંડળને રોશની અને ગરમી, તનદરોસ્તી અને જીંદગી આપતો રહ્યો છે તેજ ખોરશેદ આજે જેવો ને તેવો છે. ખોરશેદ વળી "નુર-વાળો" છે અને વળી તેની જોડે તેને "તેજ ઘોડાવાળો" કહ્યો છે. (ખોરશેદ ન્યાયશ.) આ તેની છેલી ઉપમામાં હખામની પાદશાહો ખોરશેદની નીશાન દાખલ સુંદર ઘોડાઓ જોડેલા રથ કાહાડતા હતા તેની સમજનો સમાસ થયલો છે. પણ એટલુંજ નથી. પુરાતન વેદીક ધર્મમાં પણ સુર્યની ગાડીનું બયાન આવેલું છે, જે ઉપર સવાર થઇને તે ફરવા નીકળતો હતો (રીગવેદ, મંડળ ૧૦, ભજન ૪૯, સ્લોક ૭). એ રીતે ખોરશેદની, સ્તુતીમાં તેની ચાલુ ઉપમાંઓ સાથનો વાક્ય આ મુજબનોજ મળે છે કે "ખોરશેદ અમર-નુરમંદ, તેજ ઘોડાવાળો" છે. ખોરશેદનો દરજ્જો મોટો છે, બીજા ઇજદો કરતાં પણ મોટો છે; કાંએકે જ્યારે ખોરશેદ રોશની આપવા માટે પ્રકાશે છે, ત્યારે સેંકડો અને હજારો મીનો યાને અણદીઠ ઇજદો તેનાં માનને ખાતર ઉભા થાય છે (ખોર૦ ન્યાયશ.). વડાનાં આદરમાનને થકી નાનાએ ઉભું થવું એ ઘણો પુરાતન અને પસંદ કરવા જોગ રેવાજ છે, અને તે આજે તમામ સુધરેલી પ્રજાઓમાં પણ ચાલુ છે. તેમ કરવું એક વીવેક ગણાય છે, જે વીવેક વગરનો માણુસ સારી તરબ્યતવાળો ગણાતો નથી. હવે હખામની પાર્સીઓ ખોરશેદને માત્ર હોરમજદથીજ ઉતરતો ગણીને આરાધતા તથા માન આપતા હતા, તે અવ-સ્તાના આ ફકરાને અનુસરીનેજ હતું, એમ સીદ્ધ થાય છે. ખોરશેદનાં માનને ખાતર ઉભા થનારા ઇજદો તેના મદદનીશ જેવા છે, કેમકે અવસ્તામાં જણાવ્યું છે તે મુજબ તેઓ ઉભા થઇને ખોરશેદની રોશનીને પ્રથમ ભેગી કરે છે, તેને જમીન ઉપર મોકલી આપે છે, અને તેને ચોતરફ વેંહેંચી નાંખે છે. (ખોર૦ ન્યાયશ.) આમ કરવાનો સબબ એ છે કે ખોરશેદની રોશની અશોઇની યાને ભલી પેદાયશની જેહાનની વૃદ્ધી કરે છે. (ખોર૦ ન્યા૦) વીધા આપણુને સમજાવે છે કે ખોરશેદની રોશની અને ગરમીથી માણુસ જાતની અને પ્રાણી તેમજ વનસ્પતીમાત્રની જીંદગી છે. ખોરશેદની રોશની એટલામાટેજ જેહાનની વૃદ્ધી કરનાર સાબેત થાય છે. પણ એટલુંજ નથી. અવસ્તામાં સ્તુતી કરવામાં આવી છે કે જ્યારે ખોરશેદ ઉગે છે ત્યારે હોરમજદની પેદા કીધેલી જમીન પવીત્ર થાય છે, તેમજ વેહેતાં પાણી, તેમજ ઝરાનાં, દરીયાનાં અને સ્થીર પાણી, એ સર્વ પવીત્ર બને છે, તથા સપેનામીનોની ભલી પેદાયશ પણ સ્વછ થાય છે. (ખોર૦ ન્યા૦) હીઆં આપણુ એક અસલ સીદ્ધાંત ઉપર આવીયે છીયે, કે જે મુજબ ગનામીનોની તમામ બદ પેદાયશોનો ગલબો રાતની અંધારીને વખ્તે એટલો બધો ચાલે છે કે તેથી સપેનામીનોની ભલી પેદાયશને ઘણી ઇજા ખમવી પડે છે, અને તેની પવીત્રાઇ ઘટી જાયછે. એટલામાટે રાતની અંધારી જે તમામ દુખ દર્દ, આફ-ત, અને બુરાઇથી ભરપુર ગણાઇછે, તે ખોરશેદના પ્રગટ થવાથી દુર અને દફે થઇ જાયછે, અને ખોરશેદ સઘળી સારી પેદાયશને પાછી પવીત્ર બનાવે છે, તેને પાછું જોર અને જીંદગી બક્ષે છે, અને સઘળે આબાદી અને સુખ પાંથરી નાંખેછે. આ સીધ્ધાંતને એક બીજો ટેકો ખુદ અવસ્તા ઉપરથીજ મળેછે. તેમાં જણાવેછે કે અગરજો ખોરશેદ આ હફ્તકેસ્વર જમીન

ઉપર નહીં પ્રકાશે તો આ દુનીયાની તમામ પેદાયશોનો દેવો નાશ કરે (ખોર૦ન્યા૦). રોશની ખોરશેદનું નુર છે અને જો ખોરશેદ પ્રકાશે નહીં તો રોશની જમીન ઉપર પંથરાય નહીં; રોશનીની ગેરહાજરી તે અંધકાર છે, અને અંધકાર તમામ ખરાબીઓનું મુળ ગણાયું છે, માટે રોશનીમાં પેદાયશોની વૃદ્ધી થાયછે તેમ અંધકારમાં તેમનો નાશ થાયછે. એ નાશ કરનારને ઉપલા ફકરામાં દેવો કહ્યાછે. આ દેવો કોઇજ નહીં પણ અંધકારમાંથી જન્મ લેતી સર્દી, ગલીચ્ચા, ભીનાશ, દુર્ગંધ, ઇત્યાદી છે. વંદીદાદમાં દેવોનું નામ કોણને આપ્યું છે તે આગળ ચાલતાં આપણ વીગતે જોઇશું. અવસ્તાનો ઉપલો વાક્ય આજની વીદ્યાની શીખવણીને બોલેબોલ અનુસરતો છે તે વીશે વધારે લંબાણ કરવાની કશી અગત રહી નથી.

**(૩) માહતાબ**—કુદરતી નુરોમાંનું બીજું માહતાબ છે, પણ ખોરશેદના જેટલો મરતબો જેમ માહતાબને હખામની ઇરાનીઓએ આપેલો જણાતો નથી તેમ અવસ્તામાંથી માહતાબ વીશેનું બયાન પણ ખોરશેદના જેટલું મલતું નથી. તોપણ રાત્રે પ્રકાશતી વેળા હખામની પાર્સીઓ માહતાબની સ્તુતી કરતા અને તેને ભેટો આપતા હતા, એમાંતો શક નથી. અવસ્તામાં ખુલ્લું જાહેર કીધુંછે કે માહતાબ હોરમજદની પેદાયશ છે અને તેનાથીજ તે પંદર દાહાડા તેજમાં વધેછે તથા તેટલાજ દાહાડા ઘટેછે (માહબોખ્તાર ન્યાયશ). ખોરશેદની માફકજ તેનાં માનને ખાતર પણ ઇજદઅમશાસ્પંદો ઉભા થાયછે, તથા તેની રોશનીને ભેગી કરી જમીન ઉપર મોકલાવી પાંથરી નાંખેછે. તેની આ રોશનીને લીધે જમીન ઉપર દવની પેઠે લીલા રંગના ઝાડના પીળાઓ ફુટી નીકળે છે. માહતાબની ઉપમાંઓમાં તેને ચળકાટ, નુર, રોશની વીગેરે ધરાવનારો કહ્યો છે, એટલુંજ નહીં પણ તેને ગરમી આપનાર અને તેટલામાટે તનદરોસ્તી આપનાર જણાવ્યો છે, તે કેવળ ખરૂંછે. તે મદદ, દોલત, ફાયદો અને સારી ચીજો બક્ષનાર એક જોરાવર ઇજદ છે. (માહ૦ ન્યાયશ.)

## (૪) આતશ: તેની મોટાઇ—તેમાં નસો બાળવાની મનાઈ—તેનો ખોરાક.

"......ઇરાનીઓ આતશને એક દેવતા દાખલ ગણીને માન આપે છે. મુએલાં માણસની લાસને બાળવાનો રેવાજ જેમ તેઓમાં તેમજ મીસરનાં લોકોમાં જાયજ નથી, એવું ધારીને કે એક દેવતાને ઇનસાનની લાસનો ખોરાક આપવો એ અધમ કામ છે."—દફ્૦ ૩, બાબ ૧૬.

હીરૉડોટસને અસલી પાર્સીઓના કેટલાક ઇજદો વીશે કંઇક સારૂં જ્ઞાન હોય એમ જણાય છે. તેઓ આતશને એક ઇજદ ગણી ને માન આપતા હતા તથા તેમાં લાસને બાળવાનું ધીકાર ભરેલું અને પાપી કામ સમજતા હતા, એમ આપણો તવારીખનવેશ જણાવી જાય છે તે એટલું બધું સાચું છે કે તેને ખુદ આવસ્તા ઉપરથી ટેકો મળેછે. આતશ એક ઇજદ છે, અને વલી ઘણો માન પામેલો ઇજદ છે, તેમાં કશો શક નથી. અવસ્તાનાં લખાણ મુજબ આતશ હોરમજદ તરફની સર્વ ચીજોને પાક કરનાર છે. (સાધારણ રીતે આતશને હોરમજદનો 'પુત્ર' યાને 'બેટો' ગણવામાં આવે છે, પણ સંસ્કૃત ધાતુ પૂ=પવીત્ર કરવું, એ ઉપરથી 'પુથ્ર'નો અર્થ એરવદ કા. એ. કાંગાએ 'પવીત્ર કરનાર' નો કીધો છે તે અમને બંધ બેસ્તો અને આજની વીદ્યાને અનુસરતો લાગે છે.) હવે પવીત્રાઇ તે માજદયસ્ની ધર્મનો મુખ્ય પાયો છે, અને જે ચીજ પોતે પવીત્ર હોય તેજ ચીજ બીજી પેદાયશોને પવીત્ર કરવાની શક્તી ધરાવે છે. એટલામાટે આતશ પોતે એવો તો સ્વચ્છ અને પવીત્ર ઇજદ ગણાયો છે કે સર્વ પેદાયશોને ગોયા પવીત્ર કરનારનો ઈલકાબ તેને મળ્યો છે, અને ગોયા એ કામ તેનુંજ હોય તેમ તેને તે સોંપવામાં આવ્યું છે. વલી આતશ "વૃદ્ધી કરનાર," ગલીચ્ચા વીગેરેની સામે "લડનાર" યાને તેને દફે કરનાર, પુરતાં નુરવાલો અને વલી આસપાસનાઓને "પુરતી તનદરોસ્તી આપનાર" છે (આતશ ન્યાયશ).

આતશથી તનદરોસ્તી મળે એ આજની વીધાના પ્રકાશ પછી આપણને નવાઇ જેવું લાગતું નથી. ગલીચી અને પુવડાઇ, ગંધારા અને બીજી પીડાકારી, જેમને વંદીદાદમાં દેવ જણાવી છે, તે દેવો સામે લડનાર આતશ છે; અને આતશની રોશની અને ગરમીથી એ સર્વ ગલીચી સાફ થઇ જાયછે માટે તેમનાથી માણસની તંદરોસ્તીમાં થતી ખલલ દફે થઇ જાયછે, અને એ રીતે ગોયા આતશ તનદરોસ્તી આપેછે, એવો વીચાર જન્મ પામે છે. પણ એટલુંજ નથી. આતશ તે ગરમી છે અને ગરમી તે જીવ છે. તનની ગરમી છે ત્યાં સુધી જીવ અને જીંદગી છે; તે ગરમી ગઇ કે સર્દીનો કાબુ ફરી વળે છે, એટલે મોત નીપજે છે. માટે આતશથીજ તનદરોસ્તી છે, અને જીવ હોય ત્યાં સુધીનીજ તનદરેસ્તીની હદ છે. આ ટુક ખોલાસા પછી આતશની અવસ્તામાં કરેલી બીજી વીશેષ સ્તુતી આપણાં ધ્યાનમાં ઉતરે છે. તેના કને ભગતી કરનાર જેજે બક્ષેશો માંગે છે તેમાં તેઓ પોતાનું સુખ, પોપણ, લાંબી જીંદગી, ડાહપણ, અકલ હુશીયારી વીગેરેની ઇછા કરે છે (આતશ ન્યાયશ). પાદશાહ દારાયસ હીસ્તાસપીસે આફતાબ અને મીથ્રની, અને તેમની જોડે આતશની સ્તુતી કરીને પછી પોતાનાં લશ્કરને માટે હીમત અને બાહદુરીની બક્ષેશો માંગી હતી (રૅપ, સફે૧૪૪). વળી આશત કને ફર્જેદની બક્ષેશ પણ માંગવામાં આવી છે, (આ૦ ન્યા૦). હવે જ્યારે આતશ અને ગરમી અને જીંદગી, એ સઘળાં એકનાંએક અથવા એકેકને જન્મ આપનાર યા મદદ કરનાર છે, ત્યારે ફર્જેદ અને લાંબી જીંદગીની બક્ષેશ માંગવાનો ભેદ આપણને તુરત સમજ પડી જાય છે. આ બક્ષેશોની માંગણીમાં ફીલસુફી છે, અને અવસ્તા વાણી બની તે વખ્તના આપણા નેયાગાનોની ઉમદા સમજશક્તી વીશે આપણાં મનમાં ઉંચો વીચાર બેસે છે. વળી આતશની ખુબીઓમાં જણાવે છે કે તે પોતે "જોરાવર" અને "સૌથી તેજીવાળો" તથા "હીમત આપનાર" છે. જોરાવર તે એટલામાટે છે કે ગલીચીના દેવદરૂજો સામેની લડાઇમાં તે ફતેહ મેળવે છે; સૌથી તેજીવાળો તે એટલામાટે છે કે લાંબી જીંદગી અને ફર્જેદોની વૃદ્ધી જેવી બક્ષેશો આપવાની તે શક્તી ધરાવે છે; હીમત આપનાર તે એટલા માટે છે કે તે અંધકારને દફે કરે છે, કેજે અંધકાર માણસજાતને ભય પમાડનારો શત્રુ છે, તેની શક્તીને ઓછી કરનાર, તેનાં મનમાં ફીકર, ચીંતા, અને મોતના વીચારો પેદા કરનાર મુદઇ છે. વળી આતશ માણસનો "દોસ્ત" છે, અને એ દોસ્તીના હકમાં તેને હીંમત આપનારો મદદગાર સાથી થઇ પડે છે. એટલા માટે તે માણસને સુચના કરે છે કે તેણે દરરાત્રે ત્રણ મરતબે ઉઠીને આતશને રોશન કરવો, નહી તો કે થંડોનો દેવ "આજી" ગલબો કરીને પ્રથમ આતશને અને આતશની ગેરહાજરીમાં તેના મીત્ર માણસને થંડો બનાવી દેછે. (વંદી૦ પરગ૦ ૧૮, ફ૦ ૧૯–૨૨). આતશનાં આ સઘળાં બયાનમાં જેમ દેખઇતી સચાઇ તેમજ ફીલસુફી ભેદો સમાયલા છે. આકાશ ઉપરની રોશની તે આફતાબ અને માહતાબ અને સેતારાઓ છે; પણ આતશ આ જમીન ઉપરની રોશની છે, અને અવસ્તાવાણીમાં તેનો દરજ્જો આફતાબથીજ ઉતરતો જણાય છે. ખોરશેદને તેમાં જ્યારે હોરમજદનું તન અને આંખ ગણી છે ત્યારે આતશને ખુદ હોરમજદનો કેબલો ગણ્યો છે. હોરમજદનું મકાન તમામ રોશની અને રોશની છે, માટે આકાશમા ખોરશેદ, અને પૃથ્વી ઉપર આતશ હોરમજદની રોશનીની ગોયા નાની નીશાન અથવા નજીવા નમુના છે. તેમને જોઇને હોરમજદની હૈયાતીનો આપણને ખેયાલ આવે છે; તેમની રોશનીની ખુબીઓ પીછાનીને હોરમજદની રોશનીના અણહદપણાં વીશે આપણને વીચાર બંધાય છે.

એક વખત જો આતશ પવીત્ર છે અને સર્વ પેદાયશોને તે પવીત્ર કરે છે એ વીચાર મજબુત ઠસે છે તો પછી તુરત સમજણ પડી જાય છે કે આતશમાં ગલીચીની અથવા ગલીચીમાં આતશની જગા કરવી, અને નસા અથવા મુરદાંને તેમાં નાંખવું અથવા તે વડે તેને

બાળવું તે આ પવીત્ર ચીજને અપવીત્ર કરવા બરાબર છે. પાણી પોતે પવીત્ર છે, અને બીજી વસ્તુઓને તે સ્વચ્છ કરે છે તેટલા માટે તેને માટે ઇરાની પાર્સીઓ જેમ મોટું માન ધરાવતા હતા, અને તેને ખરાબ કરતા ન હતા, તેમજ આતશના સંબંધમાં પણ તેમનો તેવોજ એતેકાદ હતો. આતશની મોટાઇ એકવાર ધ્યાનમાં ઉતર્યા પછી તેની પવીત્રાઇ વીશે કશો શક રહેતો નથી, અને તેટલામાટેજ વંદીદાદમાં આતશને નસા વીગેરેથી ખરાબ કરવાની સખ્ત મનાઇ ફરમાવેલી છે. પ્રથમ તો આતશને મરણ પામેલાં માણસની પડોશમાં નહીં રાખતાં ૩૦ કદમ જેટલો દુર રાખવાનું ફરમાન છે (વં૦ પર૦ ૮, ફ૦ ૭). માથાંના કાત્રેલા બાલ, અને આંગળાંનાં ઉતારેલા નખ એ નસો ગણાય છે, અને તેટલા માટે ફરમાવ્યું છે કે તેમને આતશથી ૨૦ કદમ દુર લઇ જઇ ઠેકાણે પાડવાં જોઇયે. (પરગ૦ ૧૭, ફ૦ ૫). એક માણસ લાસને અડકયો હોય તો તે રીમન યાને અપવીત્ર થયલો ગણાય છે. તેવા એક માણસે આતશને અડકવાની સખ્ત મનાઇ છે; અને તેમ છતાં જો તે આતશને અડકે અને તે કામ માટે તોજેશ કરેતો તેને ૮૦૦ દુષ્ટ જાનવરો અને ખરફસ્તરોને મારી કાહડવાની સખ્ત સજા ફરમાવી છે. અગરજો તે ધણી પસ્તાવો કરતો નથી તો તે પસ્તાવા વીના તે ધણી હજારો જાનવરો મારે તોપણ તેની તકસીર માફ થતી નથી. (પરગ૦ ૮, ફ૦ ૧૦૭). અડકવાને બદલે અગરજો કોઇ માણસ આતશ ઉપર નસો લઇ જઇ મેલે અને તેમાં તેને બાળે તો તેથી તે માણસ સદાનો ગુનેહગાર થાયછે અને તેના છુટકારાનો બીજો કશો ઇલાજ નથી; વળી એ કામથી તે માણસ ઘણી જાતની ખરાબીઓને જન્મ આપેછે (પરગ૦ ૭, ફ૦ ૨૬–૨૭.). આતશ ઉપર નસો બાળવાનું કામ વંદીદાદમાં બહુ બુરૂં કાં ગણ્યુંછે તે આ છેલ્લા ફકરા ઉપરથી સમજાયછે; અને હીરૉડોટસ વાજબી લખેછે કે ઇરાની પાર્સીઓમાં લાસને બાળવાનો રેવાજ નથી, કારણકે તેમ કરવું તેઓ બહુ અધમ કામ સમજે છે. લાસને આતશ ઉપર બાળવાથી ગલીચી વધેછે, ગંધીલો ધુમાડો ઉડેછે, તે હવામાં ફેલાઇ તેને ખરાબ કરેછે, ખરાબ થયલી હવા આસપાસ વસનારાંઓના દમમાં જાયછે અને તેથી તનદરોસ્તી બીગડે છે. જે હવા આપણ દમમાં લઇએ છીયે તેમા ઑકસીજન અને નૈત્રોજન ગૅસો મુખ્ય છે. અને તેઓ ઉપરાંત નાનાં પ્રમાણમાં જે બીજી ગૅસો છે તેઓમાંની એક કેરબૉનીક એસીડ ગૅસ છે. હવાની મેળવણી વાળી સઘળી ગૅસોમાં સર્વથી મોટું યાને ૧૦૦ ભાગમાં ૭૯ ભાગ જેટલું પ્રમાણ નૈત્રોજન ગૅસનું છે, કે જે પ્રાણીમાત્રને દમ લેવાનાં કામમાં કશી મદદ આપતી નથી. જો હવામાંથી ઑકસીજન ગૅસ જતી રેહે તો આ નૈત્રોજન ગૅસને લીધે સઘળી જાનદાર પેદાયશોનો નાશ થાય. હવે કેર્બોનીક એસીડ ગૅસ પણ જીવડાઓના સ્વાસોસ્વાસ લેવાના કામને મદદ આપતી નથી. બળતા નસામાંથી તે મોટા પ્રમાણમાં નીકળેછે, અને હવામાંની નૈત્રોજન સાથ મળીને તેઓ ઑકસીજન ગૅસને ખરાબ કરેછે, તેનાં બળને દાબી નાંખેછે. વળી આ બંને ગૅસો બળતી નથી પણ ઑકસીજન તો બળતાંને ટેકો આપેછે, માટે બળતી લાસમાંથી નીકળતા દુર્ગંધ વખ્તે ઑકસીજન—જેની દમ લેવા માટે જરૂરીયાત તે—બળી જાયછે અથવા તેનું પ્રમાણ બહુ ઓછું થઇ જાય છે; પણ તેને બદલે પેલી બે ગૅસો નેત્રોજન અને કેર્બોનીક ઍસીડ જેઓ બળતાને ટેકો આપનારી નથી, તેમજ વલી શ્વાસ લેવાનાં કામમાં કશી મદદ આપતી નથી તેમનું પ્રમાણ વધી જાય છે, અને એ રીતે હવા બીગડે છે, ખરાબી પંથરાય છે અને મરણો નીપજે છે. આ સઘળાં પરીણામો ભયંકાર છે અને તેટલા માટેજ લાસને આતશમાં બાળવા સામે વંદીદાદમાં મનાઇ ફરમાવેલી છે. જેમ પાણીમાં તેમજ આતશમાં નસો નાંખવાથી "ખેતીનો નાશ કરનારી ટીપણી" પડે છે (પરગ૦ ૭, ફ૦ ૨૬), કેમકે નસાથી પાણી બીગડે છે અને બીગડેલું પાણી ખેતીનાં

કામમાં આવી શકતું નથી; તેમજ તેથી એવો દુર્ગંધ ફેલાય છે કે તે "ગાય ઢોરનો નાશ કરનાર" થઇ પડે છે, યાને તેથી ગાયઢોરમાં મરકી ચાલે છે અને તેથી "ઘાતકી, ખરાબીવાલા, ખરાબ પેદાયશના જમેસ્તાન" ને જન્મ લેવાનું કારણ મળે છે. (પરગ૦ ૭, ફ૦ ૨, ૭.). આ જમેસ્તાનનો પવન બહુ ખરાબ ગણાયો છે; તે વાય છે ત્યારે સઘળે ગોયા મરકી પંથરાય છે. એટલા માટે આતશ ઉપર નસો બાળવો એ કંઇજ નહી પણ માણસ જાતની ખરાબીમાં વધારો કરવા બરાબર છે; અને માજદયસ્ની–જરતોસ્તી ધર્મ માણસ જાતની આબાદી, સુખ, અને વૃદ્ધીને માટેનો મજહબ છે, માટે તેમાં આ જાતની અપવીત્રાઇ વધારનાર હંમેશાં હંમેશનો પાપી ગણાયો છે. પણ એથીને ઉલટું, યાને નસાને આતશમાં નાંખવાને બદલે તે આતશને નસાની ગલીચીમાંથી દુર કરવાનું તથા તેને વીખેરી નાખવાનું ફરમાન છે. વંદીદાદમાં લખ્યું છે કે તે "આતશને મારવો જોઇયે" (પરગ૦ ૮, ફ૦ ૭૪), એટલેજે તે આતશની કાઠીઓને છુટી પાડી નાંખી તેમાંથી નસાને દુર રાખવો જોઇયે, એવી મતલબથી કે તે નસો વધારે બળતો અટકે અને તેમાંથી વધારે ખરાબી પંથરાય નહી. હવે આ રીતે છુટો પાડેલો આતશ પોતાની મેળે બુજાઇ જાય, એ કુદરતી છે અને તે તેને ગોયા "મારવા" બરાબર છે. પણ જો આ બળતી કાઠીઓને કોઇ માજદયસ્નાન દાદગાહ અથવા આતશની પવીત્ર જગામાં લઇ જાય તેને મોટું સવાબ મળવાની બીના આઠમી પરગરદમાં આપણુ વાંચીયે છીયે.

હીરોડોટસ લખે છે કે ઈરાની પાર્સીઓ આતશને એક દેવતા ગણીને માન આપતા હતા અને તેમાં લાસને બાળતા ન હતા, કેમકે એક દેવતાને માણસની લાસનો ખોરાક આપવો તે અધમ કામ છે એવું તેઓ સમજતા હતા. આ વાતમાં કેટલી સચાઇ છે તે આપણે ઉપલા ટુંક ખોલાસા ઉપરથી જોયું છે. પણ આ ઠેકાણે આતશના યોગ્ય ખોરાક વીશે થોડીક હકીકત જણાવવી જરૂરની છે. જો નસો અથવા લાસ આતશ જેવા ઇજદનો ખોરાક નહી હોયતો ઇરાની પાર્સીઓમાં આતશને માટેનો ખોરાક શો હતો? આતશ ન્યાયશમાં આપણુ વાંચીયે છીયે કે આતશ પોતાના ભક્તી કરનારનો દોસ્ત થઇને તેના તરફથી ચોકસ ભેટ મેળવવાની ઇછા કરી તેના હાથ તરફ જુએ છે. આ ભેટ કંઇજ નહી પણ એ સમ, બોય, ચર્બી અને લુબાન છે. એજ તેનો ખોરાક છે. સુખડ, કાઠી અને બીજાં ખુશબોદાર લાકડાં આતશને રોશન અને ખુશહાલ રાખવા માટે જરૂરનાં છે, અને તેમનીજ તે ઇછા કરે છે. એ લાકડું ગલીચીથી ભરેલું હોવું નહી જોઇયે, કારણ કે ગલીચીને આતશમાં બાળવાનો ગુનાહ છે એટલુંજ નહીં પણ તે બળવાથી ખરાબી ફેલાવો પામે છે. એટલા માટે માણસની ફરજ એ છે કે આ લાકડાં અથવા કાઠી વીગેરેની અછી રીતે પરીક્ષા લઇ તેમને સાફ સુફ કરીને પછી આતશ ઉપર મુકવી. વળી આતશનો એ ખોરાક લીલો નહી પણ સુકો હોવો જોઇયે. વંદીદાદમાં આતશના આ ખોરાક તથા તેથી થતા ફાયદા વીશે આ મુજબના બે ફકરાઓ આવેલા છે:—

> ૭૯. "અએ સૌથી પવીત્ર જરતોસ્ત! (જો) કોઇ શખ્સ "ઉર્વાસ્ન" (સુખડ?) અથવા "વોહુગઓન" (યાને સારી તરાહનું ખુશબોદાર લાકડું,) અથવા "વોહુ કેરેતી" (યાને અગર,) અથવા "હધાનએપત" (નામની ખુશબોદાર ચીજ,) અથવા તો હરેક કોઈ ઘણુંજ ખુશબોદાર ઓરવરની એસમને અશોઇએ કરીને આતશને વાસ્તે) લઇજાય તો.
>
> ૮૦. જે તરફથી પવન આતશની (ઉપર મુકેલી ખુશબોદાર ચીજની) બોયને પાંથરી નાંખે છે, તે તરફ મીનો દેવો કે જેઓ અંધારાની સુરતના દર્વંદો છે (તેઓ) ને(તથા તેથી) બેવડા જાદુગરોને તથા પરીઓને હોરમજદનો આતસ) હજારગણુ મારનાર તરીકે સાંબે જાય છે.',—કા. એ. કાંગાનો વંદીદાદ, સફે ૧૦૮-૧૦૯, પરગ૦ ૮ ફ૦ ૭૯–૮૦.

આ ફકરાઓ ઉપરથી જણાય છે કે આતશ ઉપર મેલેલી સુગંધી પવન મારફતે આસપાસ ફરી વલે છે, જેથી ખરાબ વાસરૂપી જે દેવ દરૂજે હોય તે નાસી જાય છે અને વળી અંધારી તથા થંડી રાતે જે ભયભીટ દુખો માણસને બેચેન બનાવે છે તેઓ નાબુદ થઇ જાય છે. એવી સારી કાઠી મેળનાર ધણીને આતશ તરફની દુઆ આ મુજબની છે:—

"ત્યારે ત્યાં (યાને તારા કબીલામાં) ધાય ઢોરનું ટોળું થજો, (યાને તારાં ગાય ઢોરનો વધારો થજો)! (તારે ત્યાં) માણસોનું પુષ્કળપણું થજો (યાને માણસોની વૃદ્ધી થજો)! તારૂં મન કામ કરતું થજો (યાને તું હુશીયાર તથા વીચાર વંત થજે)! તારો જીવ (અથવા તારી જીંદગી) કામ કરતી થજો. (યાને તું સારાં કામ કરતો રેહેજે.)! જેટલી રાત તું જીવતો રેહે તેટલી (રાત) ખુશહાલી ભરેલી જીંદગાનીના જીવ સાથે તું (તારી) જીંદગી ગુજારજે!"—કા. એ. કાંગાનો વંદીદાદ, સફે ૨૦૪; પરગ૦ ૧૮, ફ૦ ૨૭.

## (૫) પાણી: તેને ખરાબ કરવું નહી, નદીઓને માટે મોટું માન.

"......પોતાના શરીરના મેલ વડે તેઓ (પાર્સીઓ) નદીને કદી ખરાબ કરતા નથી, તેમજ તેમાં પોતાના હાથ પણ ધોતા નથી; વળી તેઓ બીજાઓને પણ તેમ કરવા દેતા નથી, કાંઅકે તેઓ નદીઓને માટે મોટું માન ધરાવેછે."—દફ૦ ૧, બાબ ૧૩૯.

આ ફકરામાં જણાવ્યું છે તેમ હીરૉડોટસ એકલોજ નહી પણ સ્ત્રેબો વીગેરે તેના પછી થઇ ગયલા બીજા યુનાની લખનારાઓ પણ એક આવાજે કબુલ કરી જાય છે કે ઇરાની પાર્સીઓ પાણીને મોટું માન આપતા હતા અને તેટલા માટે તેઓ તેને ખરાબ કરતા ન હતા. પાણી નીર્મળ અને ચોખું છે, અને તેનામાં બીજી ચીજોને સાફ અને પવીત્ર કરવાની ખુબી છે; માણસ જાતને, પ્રાણી માત્રને તેમજ વનસ્પતી માત્રને તેના વગર ચાલે એમ નથી, અને ગરમીમાં તે તેમને તનદરોસ્ત અને તાજા બનાવેછે. આ અને એવાંજ બીજાં કારણોને થકી પાણી પોતે પવીત્ર ગણાયું છે અને તેને પવીત્ર યાને સ્વછ રાખવાની અગત પીછાનવામાં આવીછે. એટલા માટેજ પાણીને ખરાબ કરવાના ગેરફાયદા છે, અને એટલા માટે ઇરાની પાર્સીઓ પાણીને મેલું અને ગંદુ કરવાથી દુર રેહેતા હતા, તે કામને ગુનાહનું અને અપવીત્ર સમજતા હતા, અને બીજાઓને તે કામથી અટકાવતા હતા. હખામની ઇરાનીઓ આમ કરતા હતા તે તેમના ધર્મનાં ફરમાનને અનુસરીનેજ કરતા હતા એમ અવસ્તાવાણી ઉપરથી ખુલ્લું માલમ પડેછે, અને તે ઉપરથી એકવાર ફરીને સિધ્ધ થાયછે કે હીરૉડોટસની આ હકીકતમાં સચાઇ વીશેષ છે. વંદીદાદ ઉપરથી આપણ આટલો સાર મેલવી શકીએ છીયેકે ચોકસ કામોથી પાણીને ખરાબ કરવાની સજા છે અને તેને ખરાબ થતું અટકાવાની ફરજ છે. પ્રથમ આપણ જોઇયે કે પાણીની ખુબી શી છે. ૭ મી પરગરદના ૧૬ મા ફકરામાં જણાવ્યું છે કે:—

"અઐ સૌથી પવીત્ર જરતોશ્ત! અર્દ્વી (સુર) નામનું તે પાણી મારાં (બીજાં) પાણીઓને પાક કરે છે; તે (યાને અરદ્વીસુરનું પાણી) મર્દોની મનીને, તથા બાયડીઓનાં ગર્ભસ્થાનને, તથા બાયડીઓનાં દુધને પાક કરે છે."—કાંગા, વંદી૦ સફે ૭૧.

પણ એટલુંજ નથી. અર્દ્વીસુર યશ્તમાં આ ખુબીઓનું લંબાણ વર્ણન જોવામાં આવે છે. તેના માત્ર પહેલા અને બીજા ફકરામાંજ તેની આ મુજબની સેફતો આવેલી છે:—

૧ "અહુરમજદે સ્પીતમના ખાનદાનના જરતોશ્તને કહ્યું કે—અઐ સ્પીતમાન જરતોશ્ત! મારી જે એજમતી (પ્રતાપી), નીર્મળ, ઓહોલી વહેતી, તનદરોસ્તી

આપનાર, દેવથી જુદી, (ગલીચી અથવા રોગોને દુર કરનારી,) અહુરમજદના તરીકા મુજ ચાલનારી, (દુન્યાને પવીત્ર રાખવાની ખોદાની જે મોરાદ છે તે બર લાવનારી,) હસ્તી ધરાવનારાઓને વખાણુવા લાયકની, હસ્તી ધરાવનારાઓને ખુબી ગાવા લાયકની, જીંદગીને સુખ આપનારી અશો, ટોળાને ફરાખી આપનારી અશો, જગતને ફરાખી બક્ષનારી અશો, માલ મીલકત (અથવા દોલતની) વૃદ્ધી કરનારી અશો, અને દેશોને આબાદ કરનારી અશો છે તે અર્દ્વી (નામની નદી) ને તું વખાણ.

૨. "જે (અર્દ્વી સુર) સઘળા પુરૂષોનાં વીર્યને સ્વચ્છ કરે છે, જે તમામ જણુનારી માતાઓના જન્મ આપવા માટેના ગર્ભોને પવીત્ર કરે છે, જે તમામ જણુનારીઓને સહેલાઇથી જન્મ આપવાનું બક્ષે છે, જે તમામ જણુનારીઓને ઘટતે વખ્તે દુધ બક્ષે છે,"—અર્દ્વી સુર યસ્ત બા માયની, સફે ૧૧, ૧૩, ૧૫.

આ રીતે જે પાણી સ્વચ્છ કરવાનો ગુણ ધરાવે છે તેને અસ્વચ્છ કરવું એ એક નીતીમાન ધર્મની રૂહે ગુનાહનું કામ ગણાય તેમાં કશો શક નથી. ચોખાઇ અને પવીત્રાઇ તેજ મજદયસ્ની દીન છે, માટે ચોખાઇની વીરૂધ કામ કરવું તે એ દીનની વીરૂધ કામ કીધા બરાબર છે; અને ધર્મથી ઉલ્ટું ચાલવું એ ગુનાહ છે, માટે તેવાં કામ કરનારને તકસીરવાર ગણીને સજા ફરમાવવામાં આવે એ કેવળ કુદરતી છે. કંઇજ નહી તો જે પાણી માણસના ફાયદાને માટે, તેના રાત દીસના વપરાસને માટે, તેના જાનની કે તનરોસ્તીની સલામતીને માટે હોય, તે પાણીને ખરાબ કરનારો માણસ આજના વખ્તના ગમે એવા સુધરેલા દેશમાં પણ તકસીરવાર ગણાય, તો અવસ્તાવાણીના જમાનામાં, જ્યારે કે માણસ જાત આજના જેટલો સુધારેલો ન હતો, તે વખ્તે પાણીને ખરાબ કરવાનું કામ ગુનાહ ભરેલું ગણાયું હોયતો એ જાતનું ફરમાન પુરતી દુરઅંદેશીનું અને સંપુર્ણ શીલસુરીનું ગણી શકાય. વંદીદાદમાં જોવામાં આવેછે કે પાણીની ખરાબી નસો તેમાં નાંખવાથી થઇ શકેછે. નસો તે માણસ અથવા હરકોઇ પ્રાણીની લાસ, અથવા તેના શરીર યા કાલ્બુદનો હરકોઇ ભાગ છે, અને એ હરકોઇ ભાગ અથવા આખું કાલબુદ નસાનું નામ ધરાવતી હાલતમાં પાણીમાં પડયું હોયતો તેથી પાણી ખરાબ થાયછે. આ રીતે નસા વડે પાણીને ખરાબ કરનાર તકસીર કરી પવીત્ર થઇ શકતો નથી, યાને કે તેની તકસીર નહી માફ થઇ શકે એવી હોયછે, એમ વંદીદાદ ઉપરથી જણાયછે. (પરગ૦ ૭, ફ૦ ૨૫–૨૭). તે ઉપરથી એટલુંતો સાફ જણાયછે કે એક માણસ પાણીને નસા વડે જેટલી હદ સુધી ખરાબ કરે તેટલું તે પાણી અપવીત્ર ગણાઇ રદ જાયછે અને માણસ જાતના કોઇપણ વપરાસમાં આવી શકતું નથી. અને જ્યાં પાણીની કોતાહી હોય અને તે ઘણું બેમુલું થઇ પડયું હોય ત્યાં જો આ રીતે પાણી ખરાબ થાય અને રદ જાયતો ત્યાંનાં લોકોમાં પાણીનો દુકાળ પડે તેમાં જરાબી સંદેહ નથી. અગરજો નસો પાણીથી ૩૦ કદમ જેટલો દુર હોયતો તેથી પાણીને ખરાબ થવાની કશી ધાસ્તી રેહેતી નથી (વંદી૦ પરગ૦ ૮, ફ૦ ૭). એ રીતે જોતાં પાણીને ખરાબ કરવાની તકસીર મોટી છે; પણ તે ઉપરાંત કોઇબી કારણથી પાણી ખરાબ થતું જણાયતો તેને તે ખરાબીમાંથી પાછું સ્વચ્છ કરવાની ફરજ કંઇ ઓછી નથી. જાતજાતનાં પાણીઓ, જેવાંકે સ્થીર, કુઆનાં, ઝરાનાં, બરફનાં, નદીનાં, ઇત્યાદી પાણીઓમાં જો નસો પડયો હોય અને તે કોઇ માજદયસ્ની જરતોસ્તી દીન ઉપર એતેકાદ રાખી ચાલનાર ધણીના જોવામાં આવેતો તેણે કેમ વર્તવું, યાને પેલા નસાને તે પાણીમાંથી કેમ બાહેર કાહડવો તેનું સવીસ્તર ફરમાન વંદીદાદની છઠી પરગરદમાં આવેલુંછે, જેનો વીગતવાર નહી તોપણ પુરતો સાર હીઆં આપવો અવસ્યનો છે. અગરજો કોઇ માજદયસ્નાન

પગે ચાલી જતો હોય, અથવા દોડી જતો હોય, અથવા ગાડીમાં કે ઘોડા ઉપર સવાર થઇ જતો હોય, અને તેવામાં જો તેની નજર વહેતાં પાણીમાં પડેલા નસા ઉપર પડે તો તેણે એકદમ ઉભું રહેવું, અથવા ગાડી કે ઘોડા ઉપરથી ઉતરી પડવું, પગમાંથી જોડા અને બદન ઉપરથી કપડાં ઉતારવાં, અને પછી પેલા નસાની નજદીક જવું, અને તેને બાહેર ખેંચી લાવવો. જો તે નસો કોહી ગયો હોય, યાને ઘણા દીવસ પાણીમાં રહેવાથી ખરાબ થઇ ગયો હોય તો તેને બાહેર લાવીને સુકી જમીન ઉપર મુકવો (ફ૦ ૨૬ થી ૨૯). જો તે નસો સ્થીર પાણીમાં પડેલો હોય તો તેને બાહેર કાહાડી, સુકી જમીન ઉપર મેળીને પછી પેલાં બંધ્યાર પાણીના જથામાંથી અરધા હીસ્સા જેટલું પાણી બાહેર કાહાડી નાંખવું, પણ જો તેટલું નહીં બને તો ત્રીજા ભાગ જેટલું, તેમબી નહીં બનેતો ચોથા અથવાતો પાંચમાં ભાગ જેટલું પાણી બાહેર કાહાડી નાંખવું, જેમ કીધાથી બાકી રહેલું પાણી પવીત્ર થયલું અને વાપરવાને લાયકનું ગણાય અને માણસો તથા પશુઓ તેને પી શકે (ફ૦ ૩૨ તથા ૩૫). બરફમાંથી નસો કાહાડી નાંખ્યા બાદ બરફ પીગળ્યા પછીજ તે પાણી પવીત્ર થાયછે (ફ૦ ૩૮); દોડતાં અને વેહેતાં પાણી નસો કાહાડી નાંખ્યા બાદ એકદમ પવીત્ર થતાં નથી, પણ તે ઉપર ત્રણ મરતબે વરસાદ વરસવો જોઇયે, અને તેમ થવા પછીજ તે પાણી આગળની પેઠે સ્વછ અને પીવા લાયક થાયછે (ફ૦ ૪૧).

આ સઘળા ફકરાઓ શું શીખવેછે? કંઇજ નહીં પણ પાણીને સ્વછ નહીં રાખવાથી કેટલીબધી ખરાબી થવી જોઇએ તે દેખાડે છે. કોહેલું માસ અનેક જાતના જેહેરી સુક્ષમીક જીવજંતુઓનું ધામ થયલું હોયછે, જે સુક્ષમીકો માણસ જાતનાં શરીરમાં એકવાર પેવશ થયા પછી જાતજાતના આજાર પેદા કરેછે, જેનો અટકાવ હજી સુધી સુધરેલો આદમજાદ પણ કરવાને અશકત જણાયો છે. કૉલેરા, ક્ષયરોગ, તાવ અને બીજા સર્વ ઘાતક રોગો આવાં સુક્ષમીકોથી જન્મ લેછે એ વાત આજે સીદ્ધ થઇ ચુકીછે, અને તે ઉપરથી આપણ સમજી શકીશું કે પાણીને નસા યાને મુએલાં શરીરથી ખરાબ થતું અટકાવવાની જે ફરજ જરતોસ્તીઓને માથે મેલેલીછે તે કેટલીબધી દુરઅંદેશી ભરેલી અને ગુણગારી છે. પણ એજ બાબતના સંબંધમાં એક બીજી બાબત જાણવાજોગ છે અને તે એકે અગરજો એકજણ નસાથી પોતે ખરાબ થયલો હોય, યાને નસાને અડકેલો હોયતો તેની ફરજ છે કે તેણે સ્વછ થવું. જો તે સ્વછ નહીં થયલો હોય, અથવા થવાનો હોય, એટલામાં તે જો રસ્તામાં પાણીને અડકે તો તેના માત્ર અડકયાથીજ તે પાણી ખરાબ થઇ શકેછે. આમ હોવાથી વંદીદાદમાં આ કામને એક તકસીર ગણીછે અને તે તકસીર કરનારને ચોકસ સજા ફરમાવીછે, જે ૮૦૦ નુકસાન કરનારાં જાનવરોને વસ્તીવાળા ભાગમાંથી મારી કાહાડવાને લગતી સખ્ત મજુરીના જેવી સજાછે (પરગ૦ ૮, ફ૦ ૧૦૪-૧૦૫). ચેપી રોગવાળા એક દર્દીથી બીજા તનદરોસ્ત માણસને દુર રાખવાની જે સંભાળ આપણ આજે લેતાં શીખ્યા છીયે તે રોગના કોઇ દર્દીના નસાથી અપવીત્ર થયલા ધણીએ પાણીને અડકવાથી તે પાણીની ખરાબી થઇ શકે, એ સંભવીક વાત છે; અને તેટલા માટે દુરઅંદેશી વાપરીનેજ ઉપલી સજા ફરમાવેલી દીસેછે, કે કોઇ ધણી જાણીજોઇને પોતે પવીત્ર થયાવીના અપવીત્રાઇથી પાણીને ખરાબ કરવાની હીંમત કરે નહીં યા બેદરકારી વાપરે નહીં. વંદીદાદ ઉપરથી આપણને આ ઉપરાંત જરતોસ્તીઓની વેહવાર સુઘડાઇ વીશે બીજી હકીકત મળતી નથી; પણ નીચે જે હેવાલ યુનાની લખનારાઓ ઉપરથી ઉપજાવી કાહાડીને લખ્યો છે તેમાં દેખાડેલી સંભાળ વંદીદાદના જમાનાના જરતોસ્તીઓ લેતા હતા એમ કબુલ કરવાને આપણ મુદલ આંચકો કરીશું નહીં. સ્ત્રેબો અને બીજા લખનારાઓ મુજબ ઇરાની પાર્સીઓ પાણીને કંઇ કંઇ વસ્તુઓ એનાયત કરતા હતા તે વેળા તેઓ તે વસ્તુને પાણીમાં એકદમ હોમાવી દેતા ન હતા, પણ પાણીની નજદીક એક ખાડો

ખોદીને તે ઉપર ભોગ આપવા આણેલાં પ્રાણીને જબે કરતા, અને તે પ્રાણીનું લોહી પાણીમાં જવા નહીં પામે તેની તેઓ સંભાળ લેતા હતા, કેમકે તેમ થવાથી પાણી બીગડશે અને ખરાબ થશે એમ તેઓ સમજતા હતા. હીરૉડોટસે પાણી નહીં ખરાબ કરવા વીશે આપણને જે કાંઇ હેવાલ જણાવ્યો છે તે ઉપરાંત સ્ત્રેબો તેમાં વધારો કરે છે કે ઇરાની પાર્સીઓ નદીમાં સ્નાન કરતા ન હતા, નસાને તેમાં નાંખતા ન હતા, તથા કોઇબી ચીજ એવી હોય કે જેથી પાણીને ખરાબ થવાનો સંભવ હોય તેને તેઓ તેમાં ફેંકતા ન હતા.

અસલી ઇરાની પાર્સીઓ નદી વીગેરેનાં પાણીને પવીત્ર ગણે અને તેને ખરાબ કરવાથી અથવા કોઇને કરવા દેવાથી પરહેજ રહે, તથા તે કામને ગુનાહ ભરેલું ગણે, અને તે કરનારને માટે સજા ફરમાવે; ત્યારે તે ઉપરથી કુદરતી સાર ઉઠે છે કે તેઓ પાણીને માટે મોટું માન ધરવતા હોવા જોઇએ. હીરૉડોટસ આપણને તેમજ કહે છે અને તેને બીજા લખનારાઓ ઉપરથી ટેકો મળે છે. તેનાં લખાણોમાં એકથી વધારે ઠેકાણે આપણુ વાંચીયે છીએ કે હખામની પાદશાહો, જ્યારેબી કોઇ મોટી નદી તેમના માર્ગ વચે આવતી ત્યારે, તેને ભારી માન આપતા, તેની સ્તુતી કરતા, અને તેને સંતોખતા હતા. આપણને જણાવવામાં આવ્યું છે કે તેઓ આ નદીઓને ભોગો આપતા હતા; પણ આમ કહેનારાઓએ સાચી વાત જણાવવાની સંભાળ લીધી છે કે જ્યારેબી નદીઓને ભોગો આપવામાં આવતા ત્યારે તેનાં પાણીને તેઓ ખરાબ કરતા અથવા થવા દેતા ન હતા. હવે યુનાની-લખનારાઓની આ સઘળી વાતોને અવસ્તા ઉપરથી પુરતો ટેકો મળેછે, એટલુંજ નહીં પણ યુનાનીઓએ જે એક વીશેષ વાત જણાવીછે, અને જે પેહેલી નજરે આપણાં ધ્યાનમા નહીં ઉતરે એવી લાગેછે, તે વાત પણ અવસ્તામાં બારીકીથી જોતાં ખરી પડેલી જણાય છે. હીરૉડોટસ એક ઠેકાણે આપણને જણાવી જાયછે કે પાદશાહ દારાયસ હીસ્તાસ્પીસે યુનાન ઉપર ચહાડાઇ લઇ જતી વખ્તે હેલેસ્પોંટની ખાડીમાં થયલાં તુફાન ઉપરથી તે દરીયામાં બેડી નખાવી અને તેને તેમ કરીને ગોયા સજા ફરમાવી હતી, તેમજ વળી તેનાં પાણી ઉપર ચાબુક લગાવ્યા હતા. આ સજા કરતી વેળા પાદશાહનાં માણસોએ દરીયાનાં પાણીને આ મતલબના સખુનો કહેલા આપણને જણાવ્યામાં આવ્યા છે કે—"હે ખારાં પાણી! પાદશાહ તમને આ સજા ફરમાવે છે: કોઇ પણ માણસ તમારે માટે માન ધરાવતું નથી કે ભેટો આપતું નથી તે વાજબીજ છે, કેમકે તમે ગદલાં અને ખારાં પાણી છો" (રૅપ, સફે ૧૪૫). હવે પેહેલી નજરે આપણને એમ લાગે છે કે પાદશાહો પાણીને માટે મોટું આદરમાન ધરાવ્યા છતાં, તથા તેને ભોગો વીગેરેની ભેટો આપ્યા છતાં, તેને આ રીતે સજા કરે એ કેમ બને? પણ આ સવાલનો ખોલાસો ડૉ૦ એડૉલ્ફ રૅપ સમજાવે છે તેમ એ છે કે (સફે ૧૪૬) ઇરાની પાર્સીઓ દરીયાનાં પાણીને મુદલ માન આપતા ન હતા, અને માત્ર વેહેતાં તથા સ્થીર પણ મીઠાં પાણીઓનેજ તેઓ માન આપતા અને સંતોખતા હતા. ઉપલા વચનો જે દરીયાનાં પાણીને માટે વપરાયા છે તે જો ખરાજ હોય તો તેમાં ખુલ્લું જણાવવાની સંભાળ રાખેલી છે કે તે પાણીને કોઇબી માણસ ભેટો આપતું નથી તેનું કારણ એ કે તેઓ ગદલાં અને ખારાં છે. ત્યારે આ ઉપરથી ઠરે છે કે ઇરાની પાર્સીઓ નદીઓ, સરોવરો અને કુઆઓનાં વેહેતાં કે બંધ્યાર પણ મીઠાં અને સ્વછ પાણીઓનેજ ભેટો આપતા હતા અને તેમનેજ માટે મોટું માન ધરાવતા હતા.

જો આ વીચાર ખરો પડે તો તેને વંદીદાદ ઉપરથી એક ટેકો મળે એમ છે, અને તે એક તેમાંબી કુઆ, ઝરા, નદી, અને બરફ વીગેરેનાં મીઠાં પાણીઓનુંજ નામ દઇને

વર્ણન આપેલું છે, અને તેમને નસાની આલુદગીથી પવીત્ર કરીને પીવામાં અને વાપરવામાં લેવાં એવું ફરમાન છે; પણ ત્યાં દરીયાનાં પાણી વીશે એકબી શબ્દ નથી; તે પાણીમાં નસો પડ્યો હોય તો તેને કેમ કાહાડવો, તથા તે પાણીને કેમ પવીત્ર કરવું, તે વીશે ફરમાવેલું નથી. વંદીદાદમાં આ રીતે દરીયાનાં પાણીનું નામ દઇને કશું ફરમાવેલું નથી તે ઉપરથી અગરજો ઉપલી તકરારને મજબુતી મળી શકતી નહીં હોય તો આપણ બીજી દલીલોની તપાસ લઇશું. આંવાં યશ્ત તમામ પાણીની સેફતમાં બનાવેલી અને તે માત્ર "અર્દ્વિ" નામે એક સેફાતી નદીનીજ તારીફ છે. તે નદીમાંથી હજારો નદીઓ વેહેછે, તેનાં સ્વછ પાણી બીજાં સેંકડો નદીઓનાં પાણીઓને પવીત્ર બનાવે છે, અને તે નદીઓ દરીયાના કાંઠાઓને જોડી દેછે (ફ૦ ૪). પણ એ સઘળું છતાં અવસ્તામાં જેજે દરીયાઓનાં નામો આવ્યાં છે તેમાંના એકપણ દરીયાની સેફત એકપણ ઠેકાણે આપણા જોવામાં આવતી નથી. આંવાં યશ્તમાં મોટાં કદની અને ભારી ખુબીઓની એક નદી કલ્પીછે અને તેમાં તેની મોટાઇ, તેનું માન, તેનો દરજ્જો, તેની ખુબીઓ, તેને મળતી ભેટો, ભોગો, તેનાથી મળતા ફાયદાઓ વીગેરેનું બયાન આપણ વાંચીયે છીયે. આ નદી હુકેરે પાહાડમાંથી નીકળી વોરૂકષ દરીયામાં જઇ પડેછે (ફ૦ ૩); અને તેમ કરતાં તે તમામ કીનારાઓને એ દરીયા સાથ જોડેછે, તે જ્યાં જ્યાં વેહેછે ત્યાં ત્યાં આબાદી પાંથરી નાંખેછે, અને તેમાંથી હજારો નદીઓ અને નાળાંઓ મોટી લંબાઇ સુધી વેહેછે (ફ૦ ૪); અને આ ખુબીવંતી નદીનું પાણી ઉનાળામાં તેમજ શીયાળામાં એક સરખી રીતે સઘળે ઠેકાણે પુરૂં પડેછે (ફ૦ ૫). અર્દ્વીસુર નદીને પેશદાદ ટોળાના પાદશાહો હોશંગ, જમશેદ, અને ફરેદુને, તેમજ પેહેલવાન કેરશાસ્પે તથા કેયાની ટોળાના પાદશાહો કાઉસ તથા કેખુસરોએ, તેમજ બીજા પાદશાહી તોખમના શાહજાદાઓ અને પેહેલવાનો તુસ, જામાસ્પ વીગેરેએ ઘોડાઓ, ગાયો, અને ગોસ્પંદોની ભેટો અને ભોગો આપીને આરાધી તથા તેણી કનેથી પોતાની મનગમતી મોરાદો ચાહી, જે તેણીએ તેમને આપી; પણ જોહાક, અફ્રાસીયાબ વીગેરે દીનદુશ્મનો અને જુલમગાર પાદશાહોએ તેણીને એજ રીતે આરાધીને જે બક્ષેશો માંગી તે તેણીએ તેમને આપી નહીં (ફ૦ ૨૧ થી ૮૧). પાદશાહ પેહેલવાનો ઉપરાંત માજદયસ્નાનો પણ તેણીની વખાણ કરતા અને સ્તુતી ગાતા, જે વેળા તેઓ હાથમાં બર્સમ પકડી તેની સામે ઉભા રેહેતા (ફ૦ ૯૬). આ અને બીજી એવીજ બીનાઓ ઉપરથી નદીનાં અને ઝરાનાં પાણીઓ તરફ મજદયસ્નાનો કેટલું બધું માન ધરાવતા હતા તે માલુમ પડી આવેછે. દરીયાનાં પાણી વીશે એ યશ્તમાં એક શબ્દ પણ નથી.

**(૬) જમીન**—જેમ આતશને માટે, જેમ પાણીને માટે, તેમજ જમીનને માટે પણ હખામની ઇરાનીઓ બહુ માન ધરાવતા હતા અને તેને અપવીત્ર કરવાથી બનતાંસુધી દુર રેહેતા હતા. જે નસાથી આતશ અને પાણી અપવીત્ર થાય છે એમ તેઓ સમજતા હતા તેજ નસાથી જમીન પણ ખરાબ થાય છે એવું તેઓ માનતા હતા, અને તેટલામાટેજ મરણ પામેલા માજદયસ્નાનની લાસને જેમ તેઓ બાળતા ન હતા યા પાણીમાં નાખતા ન હતા તેમજ તેઓ તેને જમીનમાં ડાટતા પણ ન હતા. અને તોપણ હીરૉડોટસ એ બાબતમાં તદન ભુલ ભરેલો વીચાર ધરાવી ગયો છે અને લાસને ડાટવાનોજ નહીં પણ જીવતાં માણસોને ડાટવાનો પણ ઇરાની પાર્સીઓમાં રેવાજ હતો એવો જુઠો તોહ્મો મારી ગયો છે. તેની આ ગલત હકીકતનો પુરતો રદ જવાબ પાછળાં પ્રકરણમાં આપવામાં આવશે. આ ઠેકાણે તો આપણે એટલુંજ જોવાનું છે કે હખામનીઓ જમીનને પણ માન આપતા હતા, અને તેટલી બીના હીરૉડોટસ પોતે પણ કબુલ કરી ગયો છે. વંદીદાદ મુજબ જમીન પાંચ રીતે બહુજ ખુશહાલ થાય છે, અને પાંચ રીતે બહુ દલગીર થાય છે. (૧) જે જગા

ઉપર યોજદાથ્રેગરીનું કામ ચાલે, (૨) જે જગા ઉપર અશો માણસ ઘરબાર માંડીને પોતાના બચાં છોકરાં અને ગાય ઢોર સાથ વસી જીંદગી ગુજારે; (૩) જે જગા ઉપર અનાજની, ખોરાકીની, ફળ ફળાદીની, ઘાસ ચારાની પુષ્કળ ખેતી થતી હોય, કે જ્યાં પાણીવાળી જગા હોય તેને પુરીને સુકી જમીન બનાવવામાં આવે અને જ્યાં ઉજડ જગા હોય ત્યાં ખેતીને માટે જોઇતાં પાણીની જગા બનાવવાંમાં આવે; (૪) જે જગા ઉપર પશુઓ અને ઢોરોની પુષ્કળ સંખ્યા વસ્તી હોય; અને (૫) જે જગા ઉપર તેમનાં છાણ અને મુતરથી ઘણું ખાતર બનતું હોય, તે જગાવાળી જમીન બહુ ખુશહાલ થાય છે (પરગ૦ ૩, ફ૦ ૧ થી ૬). પણ જે જગા ઉપર મુએલાં કુત્રાં અને માણસોને ડાટવામાં આવતાં હોય, જે જગા ઉપર કબરસ્તાન હોય, અને જે જમીન ઉપર ખેતીવાડી નહીં હોય પણ ખાડા ખબોચ્યાં અથવા ઉજડ વગડો હોય, તેવી જગાવાળી જમીન બહુજ નાખુશ હોય છે (ફ૦ ૭ થી ૧૧). આ ઉપરથી ખુલ્લું જણાય છે કે જમીન ઉપર ખેતીવાડી કરવાની સર્વેથી પેહેલી ફરજ છે કે જેમ કરવાથી જમીન ખુશહાલ થાય છે, પણ લાસને ડાટવાથી તથા કબરો બાંધવાથી જમીન બહુ દુખી અને દલગીર થાય છે. જે ઠેકાણે ખેતી થાય છે ત્યાં જમીન ખેડુતને ગોયા દોઆ દેછે અને તેને કેહે છે કે તારી ખેતીની મેહનતના બદલામાં હું તને પુરતી ખોરાકી વીગેરે પુરૂં પાડીશ (ફ૦ ૨૬ ૨૭); પણ જે ધણી ખેતી કરતો નથી અને જમીનને પડત નાંખી મેળેછે તેને તે બદદુઆ દેછે અને કહે છે કે તું ખોરાકની ભીખ માંગતો લોકોને બારણે ભટકતો ફરશે અને લોકો તને વાસી ખોરાક આપશે (ફ૦ ૨૮—૨૯). વંદીદાદના જમાનાના જરતોસ્તીઓનો મુખ્ય આધાર ખેતી ઉપર હતો; તેઓ ખેડુત પ્રજા હતી અને ગાય ઢોર તેમની રોકડ દોલત હતી. તેવા સમયમાં ખેતીના ગુણ અને આળસાઇના ગેરફાયદા માટે ઉપલા ફકરાઓ બહુ ઉતમ ધડો શીખાડે છે.

**(૭) પવન**—હખામની ઇરાનીઓ પવનને વખાણતા હતા તે એટલા માટે કે જેમ આતશ, પાણી, જમીન અને ખોરશેદ તથા ચંદ્ર સઘળી ભલી પેદાયશને પવીત્ર કરનારા છે તેમજ પવન પણ છે, એમ તેઓ માનતા હતા. પવનની મારફતે દુર્ગંધ, ગલીચી અને બીજી ખરાબીઓ દુર થઇ જાય છે, અને તે દુર કરનાર સપેનામીનોની તરફનો પવન છે. અવસ્તામાંથી પવનની ખુબીઓ જાહેર થાય છે તે મુજબ પવન જેમ સપેનામીનોની તરફનો તેમજ ગનામીનોની તરફનો પણ છે. જ્યારે ઉપર કહેલા સઘળા ઇજદો એકસરખા ભલી પેદાયશને લગતાજ છે ત્યારે પવન પણ તેવોજ હોય એમ જણાતું નથી. પવન ભલી પેદાયશને ફાયદો કરનાર છે તેમ તે નુકસાન કરનાર પણ હોવો જોઇયે, અને તેટલા માટે અવસ્તામાં જે પવનની સ્તુતી કીધી છે તે સપેનામીનોને લગતોજ છે (રામ યશ્ત, ફ૦: "યત્ તે અસ્તિ સ્પેન્તો મૈન્યઓમ્.") અવસ્તામાં પવનને 'વયુ'ને નામે ઓળખ્યો છે, અને તે સપેનામીનોની તેમજ ગનામીનોની પેદાયશમાં એકસરખી રીતે દાખલ થઇ શકે છે (ફ૦ ૪૩). એટલાજ માટે તે આ બંને પેદાયશોમાં પોંહોંચી શકે છે યાને ફરી વળે છે. પણ તેમ છતાં 'વયુ' આ બંનેમાંની એક પણ પેદાયશનો શત્રુ નથી. તે બંનેનું રક્ષણ કરનારો છે, અને તેટલા માટે તે ભલું કામ કરનારો ગણાયો છે (ફ૦ ૪૪). હીઆં આપણ જરતોસ્તના એક ઉમદા ફીલસુફી ભરેલા ભેદ ઉપર આવીયે છીયે, કે જે મુજબ સપેનામીનો અને ગનામીનોની પેદાયશો એકેકથી ઉલટી હોવા છતાં એકેકની મદદગાર છે, અને એકને માટે બીજીની હૈયાતી જરૂરની છે. અંધકાર રોશનીનો શત્રુ છે ખરો પણ અંધકારની વલી રોશનીને જરૂર પણ છે. એ કારણ માટે અંધકાર જેવી ગનામીનોની બુરાંમાંબુરી પેદાયશ રોશની જેવી સપેનામીનોની ભલાંમાં ભલી પેદાયશને માટે અવશ્યની છે; વલી

એટલાજ માટે ગનામીનો સપેનામીનોને કામનો છે. તેઓ બંને હરીફ શક્તીઓ માત્ર છે. એકનું કામ વૃદ્ધી કરવાનું અને બીજીનું નાશ કરવાનું છે. પણ નાશ વીના વૃદ્ધી થતી નથી, અને નાશ પાછો વલી વૃદ્ધીનોજ થાય છે, માટે આ બંને હરીફ શકતીઓને હોરમજદે સૃષ્ટીના ફાયદાને માટેજ પેદા કીધીછે, જેમનું બળ એકસરખું છે, અને જેમનો વડો હોરમજદ પોતે છે. એટલા માટે ઉપલા ફકરામાં જણાવ્યું છે કે વયુ ઇજદ જેમ સપેનામીનોની તેમજ ગનામીનોની પેદાયશનો એક સરખો બચાવ કરનાર છે. પવન શેતાબીવાળો, જોરવાળો, મજબુતી વાળો, અને બળવાન (ફ૦ ૪૬) છે; વળી તે આજારથી છુટો (ફ૦ ૪૭) અને નુરવાળો (ફ૦ ૪૮) છે. તે આગળ વધનાર, પુઠે લાગનાર, જેમ વધતો જાય તેમ આગળથી તેમજ નીચેથી સફાઇ કરનાર (ફ૦ ૪૫) તથા દુસ્મનોને દફે કરનાર (ફ૦૧)છે. પવનનાં તુફાન વખ્તે માજી ધર્મગુરૂઓ પવનનાં મંત્ર ભણ્યા હતા અને પછી તુફાન નરમ પડયું હતું, એમ હીરૉડોટસ જણાવી ગયોછે (દફ૦ ૭, પ્ર૦ ૧૯૧) તે વયુ ઇજદની સ્તુતીમાં જોડાયલી યસ્ત હોવી જોઇયે, કે જેમાં તેની ખુબીઓ વર્ણવીછે, તથા તેણે કીયા કીયા પાદશાહો અને પેહેલવાનોને મદદો આપી હતી તથા તેઓ તેની સ્તુતી કીધાથી કેવા ફતેહમંદ નીવડયા હતા તે જણાવ્યું છે. હીરૉડોટસ કહેછે કે માજી ધર્મગુરૂઓએ "માણસના ભોગો આપીને" તથા વયુની સ્તુતીનાં મંત્રો ભણીને તુફાનનું જોર નરમ પાડયું હતું. હવે આ માણસના ભોગોની વાત અમે આગળ રદ કરી ચુક્યા છીએ, પણ હીઆં તેને એકવાર ફરીને રદ કરવાની તક મળીછે, અને તે એકે વયુને માણસના તો શું પણ પ્રાણીઓના પણ ભોગો મળેલા અવસ્તા ઉપરથી મુદ્દલ જણાતા નથી. હીરૉડોટસને કેટલીક બાબતોમાં ખબર આપનારાઓએ જબરો ઠગ્યોછે તેનો આ એક દાખલો છે. પવનનું તુફાન થયું તેથી તે ખરાબી કરનાર દેવતાના વર્ગમાં ગયો, અને તેની વાહાણો ડુબાડી નાંખવાની ખરાબીનો અટકાવ કરવા થકી માજીઓએ તેને માણસોના ભોગો આપીને સંતોખ્યો એમ જણાવવું. તે હખામનીઓના ઇજદ અમશાસ્પંદો સંબંધી ખરેખરાં જ્ઞાનથી તદન બેખબર રહીને ભલતુંજ લખવા બરાબર છે; કારણકે અમે આગળ જણાવી ગયા છીએ તેમ એક ખરાબી કરનાર ઇજદને અવસ્તાવાણીમાં પીછાન્યોજ નથી, તે ઇજદને બદલે દેવ ગણાય છે, અને દેવને સંતોખવાનું નહીં પણ ધીકારવાનું માજદયસ્નની જરતોસ્તી ધર્મ શીખાડે છે.

## § ૩—'ચુરેન્યા': તેની પુજા—તે કંઇ ઇરાની ઇજદ નથી—તે કંઇ મીથ્ર નથી; ચુરેન્યા અને અનાહીત વચે મળતાપણું અને તફાવત.

પણ હીરૉડોટસનું અજ્ઞાનપણું હજી વધારે અછા આકારમાં તેના જે ફકરા ઉપરથી માલુમ પડેછે તે નીચે મુજબનો છે:—

> "પાછળા વખ્તમાં તેઓ (પાર્સીઓ)એ ચુરેન્યાની પુજા કરવાનું શરૂ કીધું, જે પરસ્તેશ તેઓએ અરેબ્યનો અને એસીર્યનો ઉપરથી ઉપજાવી લીધી હતી. આ દેવીને એસીર્યનો જે નામે ઓળખેછે તે મીલીટ્ટા છે, જેને અરેબ્યનો અલીટ્ટા કહેછે, અને ઇરાનીઓ મીથ્ર કહેછે."—દફ૦ ૧, પ્ર૦ ૧૩૧.

હીરૉડોટસના આ ફકરામાં કંઇક સચાઇ છે ખરી, પણ ખોટારૂં અતીઘણું છે. "ચુરેન્યા" નામની જે દેવી અથવા સ્ત્રી-ઇજદ વીશે તે જણાવે છે તેવું નામ ધરાવનારી એક પણ સ્ત્રી-ઇજદને આગલા જરતોસ્તીઓ યા પાર્સીઓ ઓળખતા નહતા, અને માનતા પણ નહતા. હીરૉડોટસ છેલ્લાં વાક્યમાં કહે છે કે ઇરાનીઓ તે દેવીને 'મીથ્ર' ને નામે ઓળખતા હતા, એ વાત તદન ભુલ ભરેલી છે એટલુંજ નહીં પણ આ તવારીખનવેશ કેટલો બેખબર

હતો તે આ ઉપરથી જણાય છે; કેમકે ઇરાની મીથ્ર કંઇ નારી નહીં પણ નર-ઇજદ છે, અને નારી ઇજદ દાખલ તે કોઇબી રીતે યુરેન્યાને મળતો આવતો નથી. અગરજો ઇરાનીઓ સીવાય બીજી કોઇ પણ પ્રજામાં યુરેન્યા નામની કોઇ દેવી હોય તો તે યુનાનીઓ હતા, જેઓની "એફ્રોડીટે" અને રૂમીઓની "વીનસ" નામની દેવીનું એક બીજું નામ અથવા ખેતાબ "યુરેન્યા" હતો. આ "યુરેન્યા" નામથીજ ઉપલી વીનસ દેવીનાં દેહેરાંઓ યુનાન, ઇટાલી, આફ્રીકા, તેમજ એશીયા ખાતે બાંધીને ત્યાં તેની પુજા કરવામાં આવતી હતી. તેવીજ પુજા ઇરાનમાં પણ દાખલ થઇ હતી; અને તે પુજા ઇરાનીઓ ઉપલી દેવીને 'મીથ્ર'ને નામે ઓળખીને કરતા હતા, એમ જણાવવાની હીરૉડોટસની ખરેખરી મતલબ માલુમ પડે છે. હીઆં આપણુ લગાર લંબાણથી તપાસ કરીશું કે આપણા તવારીખ નવેશની આ હકીકત કેટલી સાચી છે અને તેમાં તેણે કેટલું ગોથું ખાધું છે. પ્રથમ એક બીના જાહેર કરી દેવી જોઇયે કે જેને હીરૉડોટસ 'મીથ્ર' કહે છે તે ભુલ છે; તેની મતલબ ઇરાનીઓની એક સ્ત્રી-ઇજદ અનાહીત વીશે બોલવાની છે. યુરેન્યા સાથ તે જે સ્ત્રી ઇજંદને સરખાવવા માંગે છે તે 'મીથ્ર' નહી પણ 'અનાહીત' છે, એમ આ ઉપરથી જણાય છે કે જેમ યુરેન્યા દેવી ખુબસુરતી તેમજ માણુસ જાતની વૃદ્ધીનાં કામ ઉપર મવક્કલ ગણાતી હતી તેમજ અનાહીતને માટે અવસ્તા ઉપરથી એવોજ કંઇક ખોલાસો મળે છે. પણ જો ખુદ વીનસ દેવી સાથ અનાહીતની સરખામણી કરવા માંગીયે તો તેઓ બંનેનાં કેટલાંક ચોકસ કામો એકમળતાં ઉતરતાં જણાશે. દાખલા તરીકે વીનસ (યુરેન્યા) ખુબસુરતીની દેવી હતી, અને તેણી એક એવો કમરબંધ બાંધતી હતી કે જેથી તેણીની ખુબસુરતીમાં વધારો થતો હતો. આંવાં યશ્ત ઉપરથી જણાય છે કે અર્દ્વીસુર અનાહીત એક "બાનું" છે અને વલી "સુંદર બાનું" છે, તેણી "નોજવાન, સુંદર, ઘણીજ હીંમતવાળી, ખીલેલા બાંધાવાલી, ઊંચા વસ્ત્ર પેહેરેલી" અને "સીધા કદની" સ્ત્રી છે; વલી "તેણીએ પોતાની કમર તંગ બાંધેલી છે, કે જેથી તેણીનાં બંને થાણો સુંદર દેખાવનાં અને નવાં ઉગેલાં હોય એવાં લાગે છે," ઇત્યાદી (ફ૦ ૧૨૩–૧૨૪). વળી જેમ વીનસની ગાડીને ચાર સફેદ કબુતરો જોડવામાં આવતાં હતાં તેમ અર્દ્વીસુરની ગાડીને ચાર સફેદ ઘોડાઓ જોડવામાં આવતા હતા (ફ૦ ૧૩). વીનસ યુરેન્યા માણુસ જાતની વૃદ્ધી ઉપર મવક્કલ હતી, તેમજ અર્દ્વીસુરને માટે આંવાં યશ્તમાંથી જે સખુનો મળે છે તે અમે આગળ નોંધ્યા છે (ફ૦ ૨).

પણ આ સઘળી મળતી આવતી બાબતો છતાં અગરજો હીરૉડોટસ એમ કહેવા માંગે કે હખામનીઓમાં અનાહીતની આરાધના પાછળથી દાખલ થઇ હતી;—યાને કે જે વેળા તેઓમાં આફતાબ, માહતાબ, આતશ, જમીન વીગેરેની આરાધના કરવાનું ચાલુ હતું તે વેળા અનાહીતની આરાધના તેઓ જાણુતા ન હતા તો અમો ધારીયે છીયે કે તેમાં પણ તેની ભુલ હતી. ખોરશેદ અને આતશની આરાધના જેટલી પુરાની છે તેટલીજ અનાહીતની આરાધના પણ પુરાની છે, એમ ખુદ અવસ્તા ઉપરથી માલુમ પડે છે. યશ્તો તો શું પણ ખુદ વંદીદાદમાં અનાહીતને ઠેકાણે ઠેકાણે આરાધી છે, તેજ બીના દેખાડી આપે છે કે તેને ઇજવાનું અને માન આપવાનું પાછળથી દાખલ થયું ન હતું. આ વાત અજાયબ જેવી છે કે હીરૉડોટસ પાર્સીઓના જે પુરાતન ઇજદોનાં નામો આપે છે તેમાં તેણે પાણી ઉપરના મવક્કલ ઇજદને પણ ગણ્યો છે, અને તે છતાં તે તુરતજ બીજા ફકરામાં યુરેન્યાને મળતી આવતી સ્ત્રી ઇજદ અનાહીતને માટે એવું કહે છે કે તેની આરાધના ઇરાની પાર્સીઓમાં પાછળથી દાખલ થઇ હતી! હીરૉડોટસના આ એકકથી

ઉલટા દેખાતા વાક્યોની સમજણ માત્ર એકજ રીતે મળી શકે, અને તે એકે જે દેવી અથવા સ્ત્રી-ઇજદની પરસ્તેશ ઇરાનમાં એસીર્યન મીલીટ્ટા અથવા અરેબ્યન અલીટ્ટા નામની દેવી ઉપરથી દાખલ થયલી તે જણાવે છે તે ઉપલી પરદેશી દેવીઓના સંબંધમાં બનતી બીભત્સ ક્રીયાઓ હતી. આ વાત જાણીતી છે કે એસીર્યન દેવી મીલીટ્ટાના સંબંધમાં તેણીનાં દેહેરામાં બહુજ સંતાપકારક ક્રીયાઓ થતી હતી, અને તે ક્રીયાઓ ઉપરથી આપણને માનવાને કારણ મલે છે કે એ બાબતમાં મીલીટ્ટા દેવી યુનાનીઓ અને રૂમીઓની વીનસ દેવીને બોલે બોલ મળતી આવતી હતી. વીનસ છીનાલાંને ઉતેજન આપનારી દેવી હતી; મીલીટ્ટા પણ તેવીજ હતી, જે વીશે હીરૉડોટસે પોતે હેવાલ આપેલો છે. અનાહીતને અવસ્તામાં એક સ્ત્રીરૂપે ગણીછે, અને તેણીના ચેહરા અને પોશાકનું તેમાં વર્ણન આપ્યુંછે એ વાત ખરી;પણ તેમાં એવો એક પણ હરફ નથી કે જે ઉપરથી આવાંયસ્ત બની તે જમાનાના જરતોસ્તીઓની નીતી વીશે સખુન લઇ જવાને આપણને જરાબી કારણ મલે. જ્યારે એમછે ત્યારે આપણને સમજ પડેછે કે હીરૉડોટસ યુરેન્યા નામની જે દેવીની પરસ્તેશ પાછળથી હખામની જમાનાના ઇરાનીઓમાં દાખલ થયલી જણાવે છે તે આંવાં યસ્તમાંની આરાધનાથી તદન જુદીજ હતી, અને તે પાણી ઉપરની મવક્કલ સ્ત્રી ઇજદ દાખલ નહીં પણ "અનાઇતીસ" નામની એક બીજીજ સ્ત્રી-ઇજદને લગતી તે પરસ્તેશ હતી. એવું જણાયછે કે આ સ્ત્રી-ફરેશ્તાની પુજા આર્મીન્યામાં ઘણા વરસો આગમજની ચાલુ હતી અને ત્યાંથી તે ઇરાનમાં દાખલ થવા પામી હતી. આર્મીન્યા ખાતે અલબત તે બેબીલોન્યા ખાતેથી દાખલ થઇ હશે, કેમકે તે વખ્તે આ સેમીટીક દેશ સાથ આર્મીન્યનોને તેમજ કેપેડોશ્યાના આર્યન રેહેવાસીઓને બહુ સંબંધ હતો. ઇરાનમાં આ રીતે પાછળા વખ્તમાં અનાહીતની મુર્તી બનાવીને પરસ્તેશ કરવાની રીત દાખલ થઇ, પણ તેને લગતી બીભત્સ ક્રીયાઓ પણ થવા લાગી હતી એવું માલુમ પડતું નથી (રૅપ, સફે ૧૨૩). અલબત, આ વાત હીરૉડોટસની તરફેણમાં ઉતરે છે, કેમકે જ્યારે આગળા ઇરાનીઓ દેવતાઓને માટે દેહેરાં બાંધતા ન હતા એમ તે જાણતો હતો, પણ આ દેવીને માટે તો દેહેરાં બંધાયાં હતાં, ત્યારે તેની ક્રીયા પારકાં લોકો ઉપરથીજ લીધેલી હોવી જોઇયે, એવું તે અનુમાન કરે તેમાં નવાઇ નથી. અગરજો તેને આટલી વાત ખબર હોતકે પાણીની મવક્કલ સ્ત્રી-ઇજદને આગળા પાર્સીઓ જે નામે ઓળખતા હતા તેજ નામ આ નવી દાખલ થયલી સ્ત્રી-ઇજદને પણ મલેલું હતું તો હીરૉડોટસ આપણને ખુલ્લું એમજ જણાવી જાત કે અનાહીતની ચોકસ બીભત્સ ક્રીયાઓજ પાછલા પાર્સીઓએ પરદેશી એસીર્યનો અને અરેબ્યનો ઉપરથી લીધી હતી. પણ આ સ્ત્રી-ઇજદનું ખરૂં નામ તેને ખબર નહીં હોવાથીજ તેણે આમ ખુલાસો કીધો નથી, એટલુંજ નહીં પણ તેનાં ખરાં નામને બદલે તેણે "મીથ્ર"નું ભલતુંજ નામ અડાવી દીધુંછે, જે વળી એક નારી નહીં પણ નર ઇજદ છે!

આ ઠેકાણે એક વાતનો ઇશારો કરી જયા વીના ચાલતું નથી કે જોકે આપણુ અનાહીતને અવસ્તામાં જાબજા તારીફ કરેલી અને તેટલા માટે ઘણી પુરાની સ્ત્રી-ઇજદ કહી છે તોપણ, જેમ મીલીટ્ટા નામની એસીર્યન દેવીની પરસ્તેશ ઇરાનમાં પાછળથી દાખલ થઇ હતી તેમ તેણીનું નામ "અનાહીત" પણ સ્વદેશી નહીં પણ પરદેશી છે, એમ બેરોસસ નામનો એક પુરાનો એસીર્યન તવારીખનવેશ જણાવી જાય છે. તે કહે છે તેમ આ નામ પણ બેબીલોન્યન છે (રૅપ, સફે ૧૨૦). અગરજો આ વાત ખરી હોય તો એક મોટો સવાલ એ ઉત્પન્ન થાય છે કે અનાહીતનું નામ અવસ્તામાં જે જે ભાગોમાં આવ્યું છે તે તે ભાગો બનવાના જમાનાની પણ ઘણાં વરસ

આગમજ બેબીલોન્યન લોકોમાં એ નામની દેવીની પુજા ચાલુ હોવી જોઇએ, એવો સાર નીકળે છે ખરો, પણ તોબી તે ઉપરથી પોતાના ઇજદ અમશાસ્પંદોનાં મંડળમાં એક પારકી, અને તેબી એક સેમીટીક સ્ત્રી-ઇજદને ઘુસાડી દેવાનું પુરાતન જરતોસ્તીઓને છેક વંદીદાદના જમાનાની પણ આગમચ શું કારણ પડયું ? જો બેરોસસની વાત ખરીજ હોય તો આ અગતના સવાલનો ખોલાસો બે રીતે મળી શકે. ૧ લું એકે કેઆની પાદશાહાતની આખરી પછી ઇરાની જરતોસ્તીઓ ઉપર એસીર્યન અથવા બેબીલોન્યન જેવી સેમીટીક પ્રજાનો કાબુ ચાલ્યો હતો માટે તે લોકોના કોઇ કોઇ દેવતાઓ અને દેવીઓને રફતે રફતે જરતોસ્તીઓએ પોતાના ઇજદ મંડલમાં દાખલ કીધા હોય, અને તે નવા ઇજદોમાંની એક અનાહીત હોય; ૨ જું એ કે અનાહીતનું નામ જરતોસ્તીઓમાં પ્રથમથીજ જાણીતું હોય, પણ જરતોસ્તના વખ્ત પછી ઇ. સ. પુ. ૨૨૩૪નાં સાલમાં મીડયા ખાતેથી એક જરતોસ્તી ટોળો ખેલ્દીયા ખાતે ગયો હતો અને ત્યાં તે ટોળાંના આઠ પાદશાહોએ અમલ ચલાવ્યો હતો, તે અમલ વખ્તે અનાહીતની આરાધના આ જરતોસ્તી પાદશાહોએ ખેલ્દીયન લોકોમાં દાખલ કીધી હોય, અને પછી તે ચાલુ રહી હોય અને તેમાં બીભત્સ ક્રીયાઓ દાખલ થઇ હોય. ગમે તેમ હોય, પણ 'અનાહીત' નામની સ્ત્રી-ઇજદની આરાધના ઘણી પુરાની છે અને તે પાછલા બેબીલોન્યન લોકો ઉપરથી લેવામાં આવી નહતી, એ વાત તો ચોકસ જણાય છે. એક બીજી ચોકસ વાત એ છે કે અનાહીતનાં પાછલથી દેહેરાં બંધાયાં અને મુર્તીઓ બની ખરી, પણ બેબીલોન્યન લોકોની પેઠે ઇરાનીઓએ તેની બીભત્સ ક્રીયાઓ પોતામાં દાખલ કરી નહતી, એમ પ્લુટાર્ક ખુલું લખી જાય છે (રૅપ, સફે ૧૨૩).

**§ ૪—મીથ્ર: તેની મોટાઇ અને દરજ્જો.—અવસ્તાના જમાનાના લોકોનું જ્ઞાન.**

હવે એકજ વાત જણાવવાની રહીછે, અને તે એકે યુનાની "યુરેન્યા," એસીર્યન "મીલીટ્ટા" અથવા અરેબ્યન "અલીટ્ટા" દેવીઓને મળતો ઇરાની "મીથ્ર" નથી. તેને આમ મળતો ગણવામાં હીરૅાડોટસે મોટી ભુલ કીધીછે. આ એક એવી મોટી ભુલછે કે જે આ મોટા તવારીખ નવેશની હકીકતોની સચાઇ ઉપર શક લઇ જવાને કોઇનેબી કારણ આપે, કેમકે જો તેણે પકે પાયે ખબર કાહડી હોત તો એક નર ઇજદને નારી ગણવાની અને વળી આમ ભેલમભેલ કરી દીધેલા ઇજદને બીજી પરભાડી દેવીઓ સાથ એક મળતો જણાવવાની તે ચુક કરત નહી. હીરૅાડોટસે દેશેદેશ ફરીને ત્યાંની તવારીખ લખેલી કહેવાયછે, પણ તે ઇરાનમાં ગયો ન હતો. જો તેણે એ દેશની ભેટ લીધી હોત તો તેની તવારીખમાં ઇરાનીઓ સંબંધી જે કેટલીક બહુજ ખોટી અને સહરાવી દીધેલી વાતોછે તે દાખલ થવા પામત નહી. તેના જમાનામાં ઇરાનમાં હખામની પાદશાહોનું રાજ ચાલતું હતું, અને તેનાં વતન હેલીકર્નાસસની રાણી વીગેરે ઇરાન તરફ વફાદારી અને મીત્રતા ધરાવતાં હોવાથી કદાચ હીરૅાડોટસને ઇરાનમાં ઘણો સારો આવકાર મળત.

મીથ્ર કોણછે અને કેવો મોટો ઇજદછે તે વીશે હખામની પાર્સીઓને ખબર હોવી જોઇયે, કેમકે ખુદ મીથ્રનાં નામ ઉપરથીતો તેનો મરતબો અને બુજર્ગી કબુલ રાખીને તેઓ પોતાના નામો પાડતા હતા. મીથ્રદેતીસ (મેહેરદાદ) અને મીથ્રોબાર્જેનીસ (મેહેર બુર્ઝીન) વીગેરે નામો તે વખ્તના પાર્સીઓ મીથ્ર યાને મેહેર ઇજદ ઉપરથી પાડતા હતા. મેહેરની મોટાઇમાં આખી મેહેર યસ્ત બનાવેલી છે. તે એક ઘણો પુરાનો ઇજદ છે. હજરત જરતોસ્તના જમાના કરતાં પણ જુની તેની આરાધના છે. બહુ અસલી ઇરાનીઓ તેને માનતા હતા, કારણ કે તે એક વેદીક દેવતા છે. રીગવેદમાં જેને 'મીત્ર'ને નામે ઓળખ્યોછે તેજ અવસ્તાનો 'મીથ્ર' છે. વેદમાં 'મીત્ર' હમેશાં 'વરૂણ' નામે એક દેવતાનો જોડયો ગણાયો છે,

અને તે હંઇ સુધી કે તેઓ બંનેની પ્રાર્થના એકેકની સાથે ભેળીનેજ કરવામાં આવતી હતી. અને તેજ મુજબ અવસ્તામાંથી મેહેરનો દરજ્જો ઘણો મોટો અને બુલંદ ગણેલો છે. પાછલા વખ્તમાં મિથ્ર યાને મેહેરને ખોરશેદ સાથ ભેળી નાંખવામાં આવ્યો હતો, અને સાસાની વખ્તમાં રૂમી લોકો પોતે ખોરશેદને માટે "મિથ્રાસ" નામે એક દેવતાની પુજા કરતા હતા. પણ ખચીત અવસ્તાની સમજણ મેહેર તેજ ખોરશેદ છે એવું દેખાડતી નથી. જો તેમ હોતતો તેઓ બંનેનાં નામો જુદાં પાડવામાં આવત નહીં, બંનેની આરાધના જુદી થાત નહીં. મેહેર તે ખોરશેદની રોશનીના પેહેલાં કીરણો છે. મેહેર ખુશી બક્ષેછે, નફો કરી આપેછે, રક્ષણ કરેછે, ફતેહ બક્ષેછે, દરેક ચીજને સ્વચ્છ કરી પવીત્ર બનાવે છે, અને તે હજારો આંખો ધરાવેછે. પણ વળી તે દેશના ઉપલા, નીચલા, વચલા, બાહેરના, અંદરના, આગળા તેમજ પાછલા વીગેરે ભાગોમાં વસેછે. આ સઘળું ખોરશેદની રોશનીનાં કીરણોનીજ માત્ર ખુબી દેખાડે છે. યુનાની લખનારાઓ હખામની પાર્સીઓના ઈજદ અમશાસ્પંદોની ટીપ આપી ગયા છે તેમાં તેઓએ મિથ્રને ગોયા તે હોરમજદથીજ ઉતરતો હોય એવો મોટો દરજ્જો આપ્યો છે. સ્ત્રેબોના લખવા મુજબ તેઓ સુરજને મિથ્રને નામે ઓળખતા અને માનતા હતા, પણ પ્લુ-ટાર્કના કહેવા મુજબ તો મિથ્ર રોશનીનો ઇજદ હતો. હવે રોશનીના દેવતા અને આફતાબ વચ્ચે ફર્ક હોવો જોઇયે, અને તેમ છે. બીજી તરફથી આપણ વાંચીયે છીયે કે છેલા હખામની પાદશાહ દારાયસ કોદોમાનસે સેકંદર સામે આર્બેલાની લડાઇમાં ઉતરવા આગમજ સુરજ અને મિથ્ર અને આતશની સ્તુતી કરીને તેમનાથી ફતેહ ઇછી હતી (રૅપ, સફે ૧૧૩,) આમ કર્ચ્યસ નામે યુનાની લખી ગયોછે, અને તે ઉપરથી ખુલ્લું જણાયછે કે જેમ આતશ ખોરશેદથી જુદો ઇજદ ગણાયો હતો તેમજ મિથ્ર પણ તેનાથી જુદોજ ગણાયો હતો. તોપણ આટલી વાત ખરી છે કે ખોરશેદ અને મેહેર એકેક સાથ અતલગનો સંબંધ ધરાવનારા ઇજદો જેમ આજે ગણાયછે તેમજ હખામની વખ્તમાં પણ ગણાતા હતા, અને તેમજ અવસ્તાવાણી ઉપરથી પણ સીદ્ધ થાયછે. એમ જોતાં સ્ત્રેબોએ સુરજ તેજ મિથ્ર ગણ્યો છે તેમાં, પ્લુટાર્કે મિથ્રને રોશનીનો ઇજદ કહ્યો છે તેમાં, અને કર્ચ્યસે તેઓ બંનેને જુદા પાડયા છે તેમાં ઝાઝો તફાવત જણાતો નથી. પૉર્ફીરી નામે લખનાર જણાવી ગયો છે તેમ મિથ્ર એક સુર્ય દેવતા છે, અને આખાં વરસમાં સુરજ જે બાર રાસીઓનાં ચક્રમાંથી પોતાનો માર્ગ લે છે તેમાંનો એક ચોકસ ભાગ મિથ્રને સપુરદ કરેલો છે અને તે વીષુવ યાને મેષ અને ટોલા રાસીમાં સુરજને આવવાનો વખ્ત છે. એ વખ્તે મેહેરની બુજર્ગી અને બુલંદી એટલી બધી વધે છે કે તે ગોયા અંધકારને દફે કરી નાંખે છે. એ વખ્તે ઉતર દીશા તેની જમણી બાજુએ અને દક્ષીણ તેની ડાવી બાજુએ આવે છે. આ દર વખ્તે—વરસ-ના આ બે મોટા હીંગામો ઉપર—મેહેર અંધકારના બહુ નાશકારક દેવનો ગોયા નાશ કરનાર થઇ પડે છે. શીયાળાની લાંબી, કંટાળા ભરેલી, નાશકારક રાતનો આ વખ્તે અંત આવે છે, અને પછી ઉનાળાના લાંબા, ચકચકીત, ફાયદેમંદ દીવસો શરૂ થાય છે. પૉર્ફી-રીની આ સમજણ (રૅપ, સફે ૧૧૧) ધ્યાન પુગાડવા જોગ છે, પણ પ્લુટાર્ક એક બીજી વાત એવી જણાવી જાય છે કે હોરમજદ અને હારેમન—રોશની અને અંધકાર—વચ્ચે મિથ્રની જગા કીધેલી છે, જે ઉપરથી ઇરાનીઓ તેને "વચ્ચે આવનાર" કહેતા હતા. આ "વચ્ચે આવનાર" શબ્દ ઉપરથી ડૉ૦ એડૉલ્ફ રૅપ એક અછી સમજણ ઉઠાડે છે, અને તે અમને વાસ્તવીક લાગે છે. મિથ્ર રોશની અને અંધકારની વચ્ચે આવે છે તે બે રીતે આવવો જોઇયે. એક એમ કે મિથ્ર બોહોલાં વીશ્વમાં હોરમજદ અને હારેમનનાં રાજ્યો—રોશની અને અંધકાર—ની વચ્ચેની જગા યાને કે દેખઇતા આકાશની પાદશાહી ભોગવતો હોવો જો-

ઇયે. બીજી રીત એમ કે મિથ્ર દીવસ અને રાતની વચેના વખ્ત ઉપર સાહેબી ભોગવે છે. જેમ રાત અને દીવસ, તેમજ શીયાળા અને ઉનાળાની વચેનો વખ્ત પણ મિથ્રનોજ ગણાવો જોઇયે. આ બીજી રીત વધારે સમજ પડે એવી છે, અને તે ઉપરથી આપણી મતલબ આ મુજબ બર આવે છે કે મિથ્રને કોઇબી રીતે સમજમાં લઇયે તોપણ તે રોશનીની શરૂઆત દેખાડનારો ઇજદ જાહેર થાય છે.

અવસ્તાવાણીમાંથી મિથ્રને લગતી આ સઘળી વાતોને ક્યાં ક્યાં અને કેટલો ટેકો મલે છે તે જોવાનું હવે બાકી રહ્યું છે. જેમ બીજા સઘળા ઇજદ અમશાસ્પંદો હોરમજદની પેદાયશ છે તેમ મિથ્ર યાને મેહેરને પણ હોરમજદેજ પેદા કર્યો છે (મેહેર ફ૦ ૧). તે ચલકાટમંદ અને તુરમંદ છે, અને વળી તેને ઓહોલાં જંગલવાળો કહ્યોછે (ફ૦ ૪), જે ઉપરથી સીદ્ધ થાયછે કે એ જંગલ તે દેખઇતો આકાશ છે. વળી તે હીમતવાન, બાહદુર, અને પેદાયશોમાં અતીષય ફાયદો કરનાર છે (ફ૦ ૬). તે સાચા સખુનવાળો, એક હજાર કાંનવાળો, દશ હજાર આંખ-વાળો, સદા જાગૃત અને સારા ધાતનો ઇજદ છે (ફ૦ ૭), અને પાદશાહો લડાઇમાં જતી વેળા તેની આરાધના કરેછે (ફ૦ ૮), તથા તેનાથી પોતાના ઘોડાને માટે જોર અને પોતાને માટે તનદરોસ્તી તથા દુશ્મનો ઉપર ફતેહ ઇછે છે (ફ૦ ૧૧). તે આફતાબ ઇજદની પુર્વ દીશાએ બીરાજે છે (ફ૦ ૧૩), અને સઘળા ખંડો તરફ પોતાનાં નુર સાથ વધે છે, તથા જેઓ તેની ખરાં દીલથી સ્તુતી કરેછે તેમને તે ફતેહ બક્ષેછે (ફ૦ ૧૬). એટલામાટેજ હખામની પાદશાહો તેની સ્તુતી કરતા હતા, અને આફતાબ તથા આતશની પેઠે તેને જુદો આરાધતા તથા તેની મદદ માંગતા હતા. એ લશ્કરોમાંથી જે પ્રજા જુઠી હોય, જેણે સચા-ઇનો ત્યાગ કીધો હોય, અને તેટલામાટે જે ઘાતકી હોય તે ફોજના મધ્ય ભાગને મિથ્ર ગુચવી નાંખે છે (ફ૦ ૩૬), તથા વચન ભંગ કરનારાં માણસોનાં માથાં ભાંજે છે (ફ૦૩૭). હોશન ગેહેનો વખ્ત બેસતાંજ મેહેર ઇજદ આ પૃથ્વીની પોહોળાઇ ઉપર ફરી વળેછે, આ પોહોળી, ગોળ, અને પાર નહીં થઇ શકે એવી જમીનના બંને કીનારાઓની હદ બાંધે છે, અને પછી જમીન તથા આસમાનની વચેની સઘળી પેદાયશને જુએ છે (ફ૦ ૯૫). આ ફકરામાં કહેલા બે કીનારાઓ તે રોશની અને અંધકારની હદ હોવી જોઇયે. જમીન ગોળ, અને પોહોળી અને પાર નહીં આવે એવી છે, તેનું જ્ઞાન ધરાવનારા મેહેર યશ્તના જમાનાના જરતોસ્તીઓનાં ભુગોળ વીદ્યાનાં જ્ઞાન વીશે આપણને અલબત સારો વીચાર આવે છે. મેહેર ઇજદે પોતાના હાથોમાં એક ફતેહમંદ ગુરૂજ પકડેલો છે (ફ૦ ૯૬), જેથી પુર મોતવાળો ગનામીનો તેનાથી બહુ બીહે છે (ફ૦ ૯૭). આ ગનામીનો તે રાતની અંધારી અને તેને લગતી ખરાબી છે. મિથ્રની રોશની તેજ તેનો ગુરૂજ છે, અને એજ રોશની અંધકાર ઉપર ગાલેબ આવ્યાથી ગનામીનોની હાર થય છે. ઉપર આપણે જોયું કે મેહેર જમીન અને આસમાનના બે કીનારાઓને જોડી દઇ અંધકારનો નાશ કરેછે. તેમ કરીને વળી તે શીયાળાની લાંબી રાતનો અંત લાવે છે, જે કકડતી થંડીની રાતો અસલી ઇરાનીઓને માટે ખરાબી પાંથરનારા દેવો ગણાયા છે. મેહેરને માટે ખુલ્લું જણાવેલું છે કે તે "અંધકારને તોડનારો" (ફ૦ ૧૪૧) છે, અને ગનામીનો તેનાથી બીહેછે, નાસેછે, અને નાબુદ થાયછે, તે તેની આ અંધકારને તોડવાની શક્તીને લીધેજ છે. વળી આપણને જણાવવામાં આવ્યું છે કે મિથ્ર દક્ષીણ દીશા તરફ પણ જાયછે (ફ૦ ૯૯), અને તે પોતે એક ગાડી ઉપર બેસીને અર્જેહ ખંડથી ખનરથબાંમી ખંડ સુધી તે ગાડીને બરાબર ચકરાવો લેતો લઇ જાયછે (ફ૦ ૬૭). આ ઉપરથી એવું સમજાય છે કે મિથ્ર જેમ ઉતરે તેમજ દક્ષીણેબી જાયછે, અને વળી એક ખંડથી બીજા ખંડ સુધી ચકરાવો લઇને

જાયછે. આ ખંડો કયા અને તેઓ વચ્ચેનો તફાવત કેટલો તે કહી શકાતું નથી. પણ વળી એક ઠેકાણે એમ પણ જણાવ્યું છે કે અર્જેહ, સવહ, ફ્રદદફ્ષ, વીદદફ્ષ, અને વોઉરૂ બરેશ્ત નામના ખંડોથી તે ખનરથ બામી ખંડ સુધી તે જુએછે (ફ૦ ૧૫). આ ઉપરથી જણાયછે કે અર્જેહથી ખનીરથ સુધીના ખંડોનો ચકરાવો લેતાં મિથ્રને બીજા ચાર ખંડો પસાર કરવા પડતા હશે. પણ ખંડોની આ ટીપ હજી પુરતી નથી. એક બીજે ઠેકાણે (ફ૦ ૧૩૩) જે કંઇ આપણા વાંચવામાં આવે છે તે ઉપરથી આ ખંડોની સંખ્યા સાતની ગણાયછે, અને તે નીચે મુજબ:—દેવો તથા વચન ભંગ કરનારાઓને સીકસ્ત આપ્યા પછી મેહેર અર્જેહ અને સવેહ ખંડોની ઉપર, તથા ફ્રદદફ્ષ અને વીદદફ્ષ, તથા વોઉરૂબરેશ્ત અને વોઉરૂ જરેશ્ત ઉપર, અને શેવટે ખનીરથ ખંડની ઉપર જાયછે. આ ખનીરથ ખંડ વીશે કેહેછે કે તે "ભભુકદાર" (ફ૦ ૧૫) છે. આ હેવાલો ઉપરથી આપણને એવું લાગેછે કે પૃથ્વીના આજે જેમ કટીબંધ બનાવવામાં આવ્યા છે, અને તેઓ ઉપર સુરજ ઉતરે તેમજ દક્ષીણે ફરતું કરેછે, તેમ ઉપલા ખંડો તેબી કટીબંધોજ હોય. અને તેમની વચોવચમાં ખનીરથ બાંમી નામનો "ભભુકદાર" કટીબંધ હોય, જે આજની વીદ્યા મુજબ ઉષ્ણ કટીબંધને નામે ઓળખી શકાય. મેહેર ઇજદ એક વખ્ત અર્જેહ કટીબંધથી ખનીરથ સુધી ચકરાવો લેછે, એમ આપણે ઉપર જોયું છે; અને તેમ વળી તે દક્ષીણ તરફ પણ જાયછે. માટે આ ઉપરથી એવું સુચવાય છે કે જેમને અવસ્તામાં મેહેર ઇજદની મંજલના ખંડ રૂપે જણાવ્યા છે તેઓ આફતાબની રોશનીના ફેલાવા માટેના કટીબંધો છે. મેહેર રોશનીનો સાહેબ છે અને તે રોશની સુરજનીજ છે એવો અવસ્તાના આ ફકરા ઉપરથી સાર ઉઠે છે કે—

"સુરજથી રોશની મેળવનાર ચંદ્રની પેઠે મેહેર પોતાનાં શરીરને ચલકાવે છે ત્યારે સપેનામીનોની પેદાયશનું કુવત વધે છે."—(ફ૦ ૧૪૨)

અવસ્તાના જમાનાના લોકો સુધરાઇ અને તનદરોસ્તીની જાળવણીને માટે એવા ઉતમ વીચારો ધરાવી ગયા છે તથા તે મુજબનાં ફરમાનો પાળી તથા પળાવી ગયા છે કે આજની તબીબી વીદ્યા તેવાંજ ફરમાનો આપણી પાસે પળાવે છે. એમ જોઇને આપણને આપણા પુરાતન પુર્વજોની સમજ શક્તી અને ડાહપણ વીશે ઘણો ઉતમ વીચાર બેસે છે. પણ ઉપલા હેવાલમાં જોયું તેમ તેઓ ભુગોળને લગતુંબી ચોકસ એવું ગ્નાન ધરાવતા હતા કે જે તેમના વખ્તની એ વીદ્યાની અસંપુર્ણ હાલત તરફ જોતાં વખાણવા લાયક ગણાય. પણ જો મજકુર ખંડો તેજ કટીબંધો છે એવો જે સાર અમે ઉઠાડવા માંગ્યો છે તે ખરો હોય તો આપણા નેયાગાનો જયોતીષ વીદ્યાનાં ગ્નાનથી પણ ખાલી જણાતા નથી.

## પ્રકરણ ૩.

# ધર્મ ગુરૂઓ, તથા ધર્મને લગતી ક્રીયાઓ અને ફરમાનો.

§ ક્રીયાઓ સંબંધી હીરૉડોટસનું ભુલ ભરેલું લખાણ. માજી ધર્મ ગુરૂઓ, તેમનો દરજ્જો, તેમના ટોળા—અથોરનાનોના તબક્કા. ખર્ફ્સ્તરો—તેમનાં નામો—પ્રજાની સલામતી માટેનો એક ઉતમ ઇલાજ. કુત્રા—તેની અનેક જાતો, તેની જતન માટેની તાકીદ, તેનો ઉતમ દરજ્જો, તેને માટેનું મોટું માન. લાસ—તેને લગતી ક્રીયાઓ:—(૧) તેને સુરજની રોશનીમાં મેળવી, અને કુત્રા તથા પક્ષી મારફતે ભક્ષ કરાવવો; (૨) અસ્તોદાન—દોખમુ; (૩) સગદીદનો સવાલ; (૪) લાસને ડાટવાની મનાઇ—કબરો અને ધોરોને તારાજ કરવાના ફાયદા—તેઓમાં વસ્તા 'દેવો' અને તેમની ખરાબી. મીનર્વા અને ચીસ્તી ઇજદ. ફ્રોહરો—તેમની મોટાઇ અને ખુબીઓ.

"......તેઓ (પાર્સીઓ) યજ્ઞકુંડ ઉભું કરતા નથી, આતશ સળગાવતા નથી અથવા દારૂ કે બીજો પ્રવાહી જમીન કે ભોગ ઉપર ધોળતા નથી; વળી એ વખ્તે તેઓ વજંત્ર વગાડતા નથી, ફુલોના હાર વીટાળતા નથી કે દેવતાની નૈયતે પવીત્ર કરેલી રોટી બનાવતા નથી......"—હ ક૦ ૧, પ્ર૦ ૧૩૨.

### § ૧—ક્રીયાઓ સંબંધી હીરૉડોટસની ભુલ.

જોકે જરતોસ્તી ધર્મને લગતી ક્રીયાઓમાં ઇજદોને આજે ભોગો આપવામાં આવતા નથી તોપણ 'મીયજદ'ને નામે જે ફળ ફળાદી આફ્રીનગાન અને બાજ બર્સમમાં મેળાય છે તે કંઇજ નહી પણ અસલના વખ્તમાં મેળવામાં આવતું ભોગોનું ગોશ્ત છે. ડૉ૦ હાઉગ કેહેછે (પાર્સીઓ વીશેના રસાલા, બીજી આવૃતી, સફે ૧૩૯, નોટ ૨ જી) કે આજના દસ્તુરો અસલ 'મીયજદ' શબ્દનો અર્થ 'ફળફળાદી'નો સમજાવે છે અને ઇજશ્ને વીગેરેની ક્રીયા વેળા મીયજદને બદલે ફળફળાદીજ મુકે છે, પણ પ્રથમ એ શબ્દનો અર્થ 'ગોશ્ત'નો થતો હતો. આર્મીન્યન ભાષામાં ગોશ્તને માટે 'મીસ' અને સંસ્કૃતમાં 'માંસ' શબ્દો વપરાયાછે, જે ઇંગ્રેજી meat ને મળતા છે, અને તેવોજ અર્થ 'મીયજદ' શબ્દનો પણ પ્રથમ થતો હતો, એવું ડૉ૦ હાઉગનું કેહેવું છે. હીરૉડોટસના લખવા મુજબ ઇજદોની સ્તુતી માટેનાં જશનો વખ્તે તેમને આપેલા ભોગોનું ગોશ્ત પાદડાં ઉપર મેળીને માજીઓને ધર્મ ગુરૂઓ ભણતર ભણતા હતા. આ જશનો કંઇજ નહી પણ ઇજશ્નેની ક્રીયા હોવી જોઇયે, જે વેળા સઘળા ઇજદોને તે ક્રીયાની મજલેસમાં નોતરવામાં અને તેમની સ્તુતી ગાવામાં આવેછે. તે વેળા તરેહવાર જીનસો, જેમ કે પાણી, દરાન, ઘી, મેજ (મીયજદ—ગોશ્ત), હોમનો રસ, હોમની તથા દાડમની ડાંખળીઓ, બર્સમ વીગેરે ગોઠવવામાં આવે છે. ઇજશ્નેના પેહેલા થોડાક હાઓમાં આ સઘળું વર્ણન આવેલું છે, અને તે મુજબ આજેબી ઇજશ્નેની ક્રીયા વખ્તે સઘળી જીનસો મુકવામાં આવે છે, પણ મીયજદ એટલે ગોશ્તની જગા ઉપર ફળફળાદી ગોઠવવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે જેમ ઇજશ્નેમાં ફરમાવેલું છે તે મુજબ આજે ક્રીયા થતી નથી પણ હખામનીઓના જમાનામાં તેમ થતી હતી. ઇજશ્નેના ૩ જા હાની શરૂઆતમાંજ હોમનાં પાણી વીશેના ઇસારા પછી આ શબ્દો આવે છે કે—

"જીવતાં પ્રાણીઓનાં ગોસ્તને હું હીયાં વખાણ સાથ બોલાઉંછું."—ફ૦ ૩.

બીજી સઘળી જરૂરની જીનસો જોડે ગોસ્તને પણ તૈયાર રાખવામાં આવતું હતું તે આ ફકરા ઉપરથી સમજાય છે. ડૉ૦ સ્પીગલ પણ ડૉ૦ હાઉગના વીચારોને મળતોજ ખોલાસો કરેછે કે 'મીયજદ'નો અર્થ તેના ધાતુ મુજબ 'ગોસ્ત'નો થાય છે, અને અવસ્તામાં એ શબ્દ હોરમજદ તથા બીજા ઇજદોને અર્પણ કરેલાં ગોસ્તને માટેજ વપરાય છે. વળી ઉપલાજ હાની શરૂઆતમાંજ "ખોરાક—ગોસ્ત" એવા શબ્દો આવ્યા છે, અને તેમની જોડે ગાયની વખાણ કીધી છે તે ઉપરથી સ્પીગલ કેહે છે કે ઇજદોને અર્પણ કરવા માટે જોઇતું ગોસ્ત પુરૂં પાડનાર દાખલ ગાયને હીયાં વખાણી છે (સ્પીગલના અવસ્તાનો ઇંગ્રેજી તરજુમો, ઇજશ્નેના ત્રીજા હાની નોટ ૨ જી). અવસ્તામાં 'ઇજશ્ને'નો અસલ શબ્દ 'યશ્ન' છે અને તે સંસ્કૃતના 'યજ્ઞ' શબ્દને મળતો છે. હવે જેમ યજ્ઞમાં હંમેશાં પ્રાણીઓના ભોગો અપાતા હતા તેમજ યશ્નની ક્રીયા વેળાબી તેવાજ પ્રાણીઓના ભોગો અપાવા જોઇયે, એ દેખીતું છે. ઉપલા મળતા આવતા શબ્દોના ધાતુનો અર્થ પોતેજ દેખાડી આપે છે કે "ભોગો અને પ્રાર્થનાઓની મારફતે વખાણ ગાવી." હવે આગળ આપણે જોઇ ગયા છીયે કે જરતોસ્ત પોતે હોરમજદને ઘોડી અને ઉંટના ભોગો આપી ગયો છે, માટે એ ભોગોનાં ગોસ્તને ક્રીયામાં લઇને પછીજ તેમનો ઉપભોગ કરવામાં આવે એ વાસ્તવીક છે. હીરૉડોટસનું લખાણ એટલામાટે ક્રીયાઓની બાબતમાં એટલે દરજ્જે ખરૂંછે.

પણ હીરૉડોટસે હખામનીઓના ક્રીયામાર્ગ વીશે બીજી જે હકીકતો જણાવી છે તેબી સઘળીજ આ મુજબની ખરી નથી. તેણે પોતાનાં પેહેલાં દફતરનું ૧૩૨મું પ્રકરણ કેટલીક ભુલ ભરેલી હકીકતો ઉપરથી રચેલું લાગેછે, કેમકે જો હખામનીઓની ભોગો આપવાની ક્રીયા તેજ ઇજશ્નેની ક્રીયા ગણીયે તો ભોગોની ક્રીયા વેળા ઇરાનીઓ "આતશ સળગાવતા નથી," "પ્રવાહી જમીન ઉપર રેડતા નથી," "વજંત્ર વગાડતા નથી," "પવીત્ર કરેલી રોટી બનાવતા નથી," ઇત્યાદી જે બાબતો હીરૉડોટસ જણાવી જાય છે તેમાં ઘણી ચુક માલુમ પડેછે. ભોગની ક્રીયા વેળા આતશ સળગાવવામાં આવતો નથી એમ તે કેહે છે, પણ ખુદ ઇજશનેના પેહેલાજ હાના બીજાજ ફકરામાં ક્રીયા કરનાર આતશને નોત્રું દે છે તે ઉપરથી, તેમજ દરેક જરતોસ્તી ક્રીયા વેળા આતશ રોશન કરવામાં આવે છે તે ઉપરથી હીરૉડોટસનું લખવું કેવળ ભુલ ભરેલું જણાય છે. ખુદ જરતોસ્ત પોતે જણાવી ગયો છે કે—

"પવીત્ર આતશમાંથી ગંભીર સચાઇઓ જાહેર થાય છે"—ઇજશ્ને, હા ૩૦, ફ૦૧.

ઇજશ્નેની ક્રીયા વખ્તે આતશને રોશન રાખવામાં આવે છે, અને હીરૉડોટસ કેહે છે કે ભોગોની ક્રીયા વેલા એક માજી ઇજદોની ઉત્પતીનું વર્ણન ગાય છે અને તે ઘણું લાંબું હોય છે, તે ઉપરથી અટકલ બાંધવાને કારણ મલે છે કે તે ઇજશ્નેનીજ ક્રીયા હોવી જોઇએ; અને એ રીતે હીરૉડોટસની ભુલ ખુલી જાહેર થાય છે. વળી ઇજશ્નેની ક્રીયામાં તો વજંત્ર વગાડવામાં આવે છે, પ્રવાહી જમીન ઉપર ઘોલવામાં આવે છે, પવીત્ર કરેલી રોટી—દરૂન— બનાવવામાં આવે છે, એટલુંજ નહીં પણ જે વીશે હીરૉડોટસ નામ દઇને ના કેહે છે તે સઘળું કરવામાં આવે છે, ત્યારે તેણે જણાવેલી વાતોની સચાઇ વીશે મોટો શક પેદા થાય છે, અને આ બીના ઉપરથી ગુમાન જાય છે કે હીરૉડોટસે આ હકીકત પુરતી જોસ્તેજોઇ કરીને મેલવી નથી. તેના વખ્ત પછીના લખનારાઓ, જેવાકે જેનોફન, ટીસ્યસ, સ્ત્રેબો વીગેરે ઇરાનીઓની રીતભાત અને ક્રીયા માર્ગ વીશે ઘણી બાબતો વધારે સંભાળથી અને વધારે ખોલાસાવાર લખી ગયા છે. એઓમાં સ્ત્રેબો એમ કહી ગયો છે કે ઇરાની પાર્સીઓ ભોગ આપેલાં પ્રાણીની ચરબી આતશને એનાયત કરતા

હતા. આ હકીકત ઉપરથી સાબેત થાય છે કે હખામનીઓની ક્રીયાઓ વખ્તે આતશને રોશન કરવામાં આવતો હતો, અને તેને ચરબી ભેટ આપવાનું કારણ એ કે તેથી આતશ વધારે તેજ સાથ બલે ( રૅપ, સફે ૨૪૩ ). ચરબાથી આતશનાં તેજમાં વધારો થવો જોઇયે એટલુંજ નહીં પણ બીજી જીનસો જોડે આતશ માટેની ભેટ દાખલ અવસ્તા વાણીમાં ચરબી પણ એક જાતની ભેટ ગણાઇ છે (આતશ ન્યાયશ). વળી ક્રીયા વેળા જમીન ઉપર અથવા કોયેબી પ્રવાહી નહીં ઘોળવાનો રેવાજ હતો, એમ જ્યારે હીરૅાડોટસ જણાવે છે ત્યારે તે પોતે પોતાનાં લખાણને કેવું હેરફેર કરે છે અને પોતેજ તેને તોડે છે તે આ બાબત ઉપરથી માલુમ પડી આવે છે. તે લખે છે (દફ્૦ ૭, પ્ર૦ ૪૩) કે યુનાન ઉપર ચહડાઇ લઇ જતી વખ્તે સ્કેમેન્ડર નદી ઉપર ચોકસ ધર્મની ક્રીયા કરતી વેળા દારૂ અથવા કોઇ પ્રવાહી રેડવામાં આવ્યો હતો, ઇત્યાદી. આ ઉપરથી જણાયછે કે હીરૅાડોટસનું બોલવું એકેકને તોડેછે અને તે ઉપર આપણને ઇતબાર રેહેતો નથી. ઇજશનેની ક્રીયા વેળા પ્રવાહી ઘોળવામાં આવેછે અને હોમનો રસ કુઆનાં પાણીમાં પણ આમેજ કરવામાં આવેછે.

## § ૨—માજીઓ—તેમનો દરજ્જો—તેમના ટોળા.

" ......જ્યારે સઘળું તૈયાર થાયછે ત્યારે માજીઓમાંનો એકજણ નજદીક આવીને બંદગી ગાયછે,"—દફ્૦ ૧, પ્ર૦ ૧૩૨.

" માજી લોકો એક ઘણી અસાધારણ પ્રજા છે. ........માજી લોકો કુત્રા અને માણસો સીવાય બીજી સઘળી જાતના પ્રાણીઓને પોતાને હાથે કતલ કરેછે. તેઓ વળી એ કામ કરવામાં ખુશી મેળવતા જણાયછે, અને જેવી રીતે તેઓ બીજાં પ્રાણીને મારી નાંખેછે તેવીજ સેહેલાઇથી તેઓ કીડીઓ અને સાંપો અને એવાંજ બીજાં ઉડતાં કે પેટે ચાલતાં પ્રાણીઓના જીવ લેછે."—દફ્૦૧, પ્ર૦ ૧૪૦

હીરૅાડોટસ આપણને જણાવેછે કે પાર્સીઓની ક્રીયાઓ માજી નામના ધર્મગુરૂઓ કરેછે, જેમની હાજરી વીના કશી ક્રીયા થઇ શક્તી નથી. એવું જણાયછે કે હખામની જમાનાના પાર્સીઓના માજીઓ તે આપણા આજના જમાનાના મોબેદોનો ટોળો છે. માજીઓ કોણ હતા, કયાંથી આવ્યા હતા, અને તેમનો ધંધો શો હતો તે વીશે આપણ હીઆં લંબાણ કરીશું નહીં; પણ આટલીજ વાત જણાવીશું કે તેઓ જરતોસ્તી લોકો હતા અને ધર્મગુરૂ થઇને તેઓએ હખામની અને સાસાની જમાનામાં તથા તેની આગમજ પણ જરતોશ્તી આલમ ઉપર બહુ કાબુ મેળવ્યો હતો. ડૅા૦ એડૅાલ્ફ રૅપ મુજબ માજીઓના ટોળાનો વડો જરતોસ્ત પોતે હતો (સફે ૨૧૩); તે પેહેલો માજી હતો, માટે માજીઓના પંથની ઉત્પતી તેનાથીજ ગણાવી જોઇયે. જરતોસ્ત પેહેલો અથોરનાન હતો (ફરવરદીન યસ્ત, ફ્૦ ૮૯), એમ અવસ્તા વાણી ઉપરથી ખુલ્લું જણાયછે, માટે માજીઓનો ટોળો તેજ અથોરનાનોનો ટોળો હોવો જોઇયે. માજીઓ બહુ કાબેલ ગણાતા હતા. ધર્મજ્ઞાનમાં તો તેઓજ કુશળ હતા, પણ તેની જોડે બીજા હુનરોમાંબી તેઓ આગળ પડેલા હતા; અને આ વાત જાણીતી છે કે માજીઓ દવાદારૂ કરી જાણતા હતા, ઇરાનના પાદશાહોનો તેમના ઉપર બહુ એતેકાદ હતો, અને કોઇબી પાદશાહને ગમે એવા કુશળ યુનાની હકીમ છતાં એક માજી તબીબ વીના ચાલતું ન હતું. જરતોસ્તના સુધારેલા અને સ્વચ્છ કરેલા ધર્મનો ફેલાવો કરનારા આ લોકો હતા, પણ પાછળથી તેમનું નામ વીદ્વાનો અને ઓલમાઓ દાખલ, જ્ઞાનીઓ અને ફીલસુફો દાખલ એટલું બધું જાણીતું થઇ ગયું કે યુનાનીઓને અને રૂમી લોકોને પાર્સીઓ સાથ વેહેવાર પડગો ત્યારે તે લોકો જરતોસ્તનું માત્ર નામજ જણાવીને સઘળું જ્ઞાન માજીઓનુંજ હોય તેમ તેઓ જરતોસ્તના ધર્મને માજીઓનાં ધર્મને નામેજ ઓળખી તેમજ ઓળખાવી ગયા છે. હવે માજી લોકોએ પોતાના આ જરતોસ્તી ધર્મની ક્રીયાઓ એટલી બધી પવીત્ર ગણીને તેમને

જુદદીનોથી છુપી રાખી હતી, બલકે તે તેઓ પોતાના ટોળાંમાં દાખલ થનાર સીવાય બીજા સઘળાઓથી એટલી બધી છુપાવતા હતા, કે યુનાની લખનારાઓ તેમની ક્રીયા અને ભણતરોને "ભેદ ભરેલો હુન્નર" કહી ગયા છે. અલબતે આ ટોળાની સઘળી શીખવણી અસલ જરતોસ્તી ધર્મનીજ હતી, એમ આપણને સમજવું જોઇતું નથી. વખ્ત જતે અસલ ફરમાનોમાં ઘણો ફેરફાર થવો જોઇયે, ઘણો બીગાડો થવો જોઇયે, અને તોપણ તે સઘળાં સાથ માજીઓ જરતોસ્તી ધર્મની સચાઇઓને જાળવી રહ્યા હતા. તેઓ પોતાનાં જ્ઞાનમાં—ધર્મની ફીલસુફીમાં કુશળ હતા, જેમાં તેઓ બાહેરના કોઇને પણ દાખલ કરતા ન હતાં. કંઇ સૌથીજ માજી થવાતું ન હતું, પણ આટલી વાત જાહેર થયલી છે કે હખામની વખ્તમાં પાર્સીઓને માજીઓના પંથમાં શામેલ થવાનો હક હતો. તોપણ માજીઓ પાછળથી દેશ દેશ વધી ગયા, બળકે દેશ દેશના ધર્મગુરૂઓ માજીનાં સાધારણ નામથીજ ઓળખાયા, જેથી કેટલીક અણઘટતી રસમો, ક્રીયાઓ, અને રીતભાતો, જેમનાથી પાર્સીઓ કે ઇરાની માજીઓ અંજાણ્યા હતા, તથા જે વીશે તેમના જરતોસ્તી ધર્મમાં કશું ફરમાવેલું ન હતું તે સઘળું માજીઓનાં દાખલ ઓળખાયું. આ એક બહુ નાપસંદ ગુચવાડો હતો અને તેને લીધે અસલ માજી ટોલાને ચોકસ બેખબરા લખનારાઓથી ગેરઇનસાફ થયોછે. ઇરાનના માજીઓની કીર્તીઓ ચો બાજુએ જાહેર થવાથી પાછળથી બીજા દેશો ખાતેના ચોકસ ધર્મગુરૂઓને પણ 'માજી'નુંજ નામ મળ્યું. અને પ્લીની કહી જાય છે કે જેમ ઇરાનમાં તેમજ અરબસ્તાન, ઇજીપ્ત અને ઇથીયોપ્યા ખાતે પણ માજીઓ વસતા હતા (રૅપ, સફે ૨૨૦). પણ ઇરાનના માજીઓ તેઓથી જુદા હતા, જેમને માટે હીરૉડોટસ કહી જાય છે કે તેઓ એક મીડયન કોમ હતી, અને એ વાતને સ્ત્રેબો તથા બીજા લખનારાઓથી પણ ટેકો મળે છે. હવે ઇરાનમાં આ માજીઓ ધર્મગુરૂના એક ટોળા અથવા કોમ તરીકેજ રહ્યા હતા એમ તવારીખનવેશોએ માજીઓ વીશે આપેલા હેવાલ ઉપરથી ખુલ્લું જણાય છે, એટલુંજ નહીં પણ આ માજી કોમ પોતાને એટલી બધી ચહડતી સમજતી હતી કે જેમ હીરૉડોટસ કેહે છે તેમ દરેક ધર્મને લગતી ક્રીયા તેમના વગર થતી ન હતી, તેમજ ખુદ પાદશાહને તખ્તનશીન થવાની ક્રીયામાં પણ માજીઓનો પેહેલો હાથ હતો એમ માલુમ પડે છે.

વળી એક બીજી વાત જાણવાજોગ એ છે કે પાદશાહો પોતે માજીઓના ચેલા થવામાં મગરૂરી સમજતા હતા. તેઓ માજીઓના જ્ઞાનની તારીફ કરતા અને તે માટે તેમને નવાજતા હતા, પોતાનાં બાળકોને કેળવણી આપવાનું કામ તેમને સોંપતા તથા તખ્ત પર બેઠા પછી ચોકસ બાબતમાં તેમનીજ સલાહ લઇ કામ લેતા હતા. (રૅપ, સફે ૨૨૭). આ ઉપરથી એક અસલી લખનાર કહી ગયો છે કે માજીઓ ગોયા પાદશાહો ઉપર અમલ ચલાવતા હતા, તે વાત બોલેબોલ સાચી ઠરે છે. અને વળી એ ઉપરથી ઇરાનીઓનાં ચાર ટોળાંઓમાં અથોરનાનોનો ટોળો સર્વેથી પેહેલો ગણાયોછે અને તેમની પછી રથેસ્તાર યાને પાદશાહ પેહેલવાનોનો ટોળો ગણાયો છે, તેની સચાઇ પણ ખુલ્લી માલુમ પડી આવે છે. માજી કોમની મોટાઇ એટલી બધી હતી કે પ્રજામાંના કોઇથી જેમ તે પંથમાં દાખલ થઇ શકાતું ન હતું તેમજ તેમનો અધીકાર પણ લઇ શકાતો ન હતો. ખુદ પાદશાહોને પોતાને તખ્ત ઉપર બેઠા આગમજ માજીઓના પંથમાં દાખલ થવાની ફરજ પડતી અને એ રીતે તેમનાથી ધર્મની જાળવણીને મોટો ટેકો મળતો હતો. આ ઉપરથી એવું જણાય છે કે આજે ઇગ્લાંડમાં જેમ 'પ્રૉટેસ્ટંટ' યાને સુધરેલા ખ્રીસ્તી પંથનો જે શાહજાદો નહીં હોય તેનાથી તખ્ત ઉપર બેસી શકાતું નથી, તેમજ ઇરાનમાં જે પાદશાહ માજી યાને અથોરનાનના પંથમાં દાખલ થયો નહીં હોય તે તખ્તને લાયક ગણાતો ન હતો. માજી ધર્મગુરૂઓના વળી વર્ગો પાડેલા હતા અને દરેક વર્ગના ગુરૂને જુદું જુદું કામ સોંપેલું હતું. આ જુદા જુદા વર્ગો વીશે

જણાવતાં કેટલાક અસલી લખનારાઓ આપણને આ ગુરૂઓ સંબંધી કેટલીક તાજુબી ઉપજાવનારી વાતો સમજાવી જાયછે. ડૉ૦ એડૉલ્ફ રૅપ આ અસલી લખનારાઓ ઉપરથી ઉતારો કરતાં (સફે ૨૨૪) તેમની શાહદત ટાંકીને જણાવેછે કે માજીઓના ત્રણ વર્ગોમાંનો પેહેલો કોઇપણ જાનદાર ચીજને મારતો ન હતો અને તેનો ભક્ષ પણ કરતો ન હતો; બીજો વર્ગ આ પ્રાણીઓને ખાતો ખરો, પણ પાળેલાં પ્રાણીઓને મારતો ન હતો; ત્રીજો વર્ગ સાધારણ લોકોની પેઠે સર્વ ચીજ ઉપર જેમ ગમેતેમ હાથ મારવાની છુટ વાપરતો હતો. આ ત્રણમાં સર્વેથી ભણેલો અને પવીત્ર પેહેલો વર્ગ હતો. માજીઓ બહુ ચોખાઇ વાપરતા હતા, જે વીશે દાખલો આપતાં એક અસલી લખનાર હંઇ સુધી કહી જાયછે કે તેઓ ગોસ્તને અડકતા ન હતા એટલુંજ નહીં પણ ખાતકીઓ અને શેકારીઓના રસ્તા વચે પણ તેઓ જતા ન હતા. ઉંચા સોનેરી પોશાકો કે ઘરેણું પેહેરવાની પણ તેમને મનાઇ હતી. વનસપતી, પનીર અને રોટી, તેમનો ખોરાક હતો; કરખોરાંની નાની સોટીઓ વડે તેઓ આ ખોરાક મોહોમાં લઇ જઇ ખાતા હતા અને સ્ત્રી સંગથી દુર રેહેતા હતા. ખચીત, જે ધર્મમાં વસ્તીનો વધારો કરવાનું જાબજા ફરમાન હોય તેજ ધર્મના ગુરૂઓ આ જાતની સખ્તાઇ પોતા ઉપર વાપરે, એ તદન અસંભવીત છે, અને રૅપની આ અટકળ વાજબી લાગેછે કે ઉપલી બીના જણાવનારા ધણીઓએ ઇરાની માજીઓને બદલે હીંદુસ્તાનના કોઇ ધર્મગુરૂઓની રીતભાંત ધ્યાનમાં રાખીને આ હકીકત લખીછે (સફે ૨૩૦). પણ વંદીદાદ ઉપરથી આપણ અચરતી સાથ જોઇયે છીયેકે માજીઓના ઉપર કહેલા વર્ગનું બયાન કેટલેક દરજ્જે ખરૂંછે, તો જોકે એ વર્ગવાળા માજીઓ કંઇ સુધ જરતોસ્તી ધર્મગુરૂઓ અથવા અથોરનાનો નથી. તેમાં આપણ વાંચીયે છીયે કે "મગવ" નામે એક જરતોસ્તી ટોળો હતો જે પોતાની જીંદગી કુમારાવસ્થામાંજ ગુજારતો હતો:—.

> "અએ સૌથી પવીત્ર જરતોસ્ત! હીયાં (યાને આ દુન્યામાં) એ પ્રમાણે 'મગવ'ની જીંદગીનાં કરતાં બાયડીવાળાને માટે ખચીત હું ભલામણ કરૂં છું (યાને મગવનાં કરતાં બાયડીવાળાને હું વધારે પસંદ કરૂં છું); કુટુંબ (અથવા ઘરબાર) વગરનાનાં કરતાં કુટુંબ (અથવા ઘરબાર) વાળાને (હું વધારે પસંદ કરૂં છું); ફર્જંદ વગરનાનાં કરતાં ફર્જંદવાળાને (હું વધારે પસંદ કરૂં છું); ફરાખી (અથવા પૈસા ટકા—સુખ) વગરનાનાં કરતાં ફરાખીવાળાને (હું વધારે પસંદ કરૂં છું)"—(કાંગાનો વદીદાદ; પરગ૦ ૪, ફ૦ ૪૭).

આ ફકરો દેખાડેછે કે "મગવ" ટોળો, જેના તરફ કશો ધીકાર બતાવવામાં આવ્યો નથી તે એક જરતોસ્તીજ ટોળો હતો, પણ તેની જોડે સરખામણી કરતાં "બાયડીવાળો" એવો એક શબ્દ આવ્યો છે, જે ઉપરથી જણાય છે કે આ 'મગવ' બાયડી વગરનો કોઇ ટોળો હોવો જોઇયે, કે જે વળી કુટુંબ વગરનો, ફર્જંદ વગરનો, તથા પૈસાનાં સુખ વગરનો હતો. અગરજો વંદીદાદના વખ્તનો આ "મગવ" તે ખરેખરો આપણને જાણીતો થયલો માજીઓનોજ ટોળો હોય તો તે ટોળાનું ધર્મ જ્ઞાન વંદીદાદના વખ્તમાં ઘણું ફાવી નીકળેલુ હોવું નહીં જોઇયે, બાકી નહીં તો તે ટોળો પોતાના વગ અને કાબુથી કુમારાવસ્થાની જીંદગીનો કાનુન ફેલાવવાની કોશેશ કરવાને ચુકત નહી. આ કારણ ઉપરથી સઘળાજ માજીઓને વંદીદાદના વખ્તના અથોરનાન વર્ગ સાથ સરખાવી શકાય એમ નથી. કદાચ વંદીદાદમાં આવેલા 'મગવ' નામે ટોળાનાં 'માજી' નામ ઉપરથી માછળથી સઘળાજ જરતોસ્તી ધર્મ ગુરૂઓને યુનાનીઓ અને બીજાઓ માજીનાં સાધારણ નામથી ઓળખાવી ગયા હોય તો તે બની શકે એમ છે.

હીરૅાડોટસ આપણને માત્ર ખાબની તાસીર કેહેનારા અને મંત્ર ભણનારા એવા બેજ વર્ગના માજીઓ વીશે જણાવી ગયો છે, પણ અવસ્તા ઉપરથી આપણ જોઇયે છીયે કે ધર્મ ગુરૂઓના અનેક વર્ગ હતા. તેમાં અથોરનાનોના નવ તબક્કા અથવા વર્ગોનાં નામો આપ્યાં છે, અને તે આ મુજબનાં છેઃ—

૧ હાવનાનઃ હોમને લગતી ક્રીયા કરનાર;

૨ રએથ્વીશ્કર:

૩ આસ્નાતર: નાહાન નહવાડનાર;

૪ આતરવક્ષી:

૫ ફ્રએરેતર:

૬ સ્રઓષા વરેજ: દોષ શ્રવણ ગુરૂ;

૭ આથ્રવન: આતશની સંભાળ રાખનાર;

૮ જઓતા:

૯ આગ્નાતા:

ઉપલા નવમાંના પેહેલા સાત વીશે વીસ્પરદના ત્રીજા હામાં આપણ વાંચીયે છીયે, પણ તેઓ ઉપરાંત વંદીદાદમાંથી બીજા બેનાં નામો મળે છે (પરગ૦ ૭, ફ૦ ૧૭–૧૮), અને તે ઉપલી ટીપમાંના છેલા બે છે. જોકે ઉપલા વર્ગોમાં બે ત્રણ તો એકના એકજ જણાય છે, તોપણ આટલું તો ચોકસ છે કે દરેક તબક્કાવાલાને માટે તેનું જુદું કામ નેમી આપેલું છે. માજીઓના ઉપર જણાવેલા તબક્કાઓમાં જેઓ છુપી ક્રીયાઓ કરનારા ગણાયાછે તેઓ યોજદાથ્રેગરીનું કામ કરનારા અથોરનાનો હોવા જોઇયે, જેમની મહીના દાહાડા સુધી ચાલુ રેહેતી છુપી ક્રીયાઓ બરાબર આપણી બરસ્નુમની ક્રીયાઓને મળતી જણાય છે,—તો જોકે યુનાની લખનારાઓએ વગર સમજવે માત્ર સાંભળેલી વાતો ઉપરથી એ ક્રીયા સંબંધી જે હેવાલો આપ્યા છે તેમાં અને બરસ્નુમની ક્રીયાઓમાં આપણને કેટલોક દેખાઇતો તફાવત માલુમ પડે છે. એટલા માટે આતશની સંભાળ લેનારા, ખરફસ્તરોને મારનારા, ધર્મની ક્રીયા કરનારા, સુધડાઇની તાકીદ ફરમાવનારા, એ સધળા માજી ધર્મગુરૂઓ તે અવસ્તા વાણીના અથોરનાનોજ સીદ્ધ થાય છે.

## ૬ ૩. ખર્ફસ્તરો—તેમનાં નામો; પ્રજાની સલામતીનો એક ઉત્તમ ઇલાજ.

હીરૅાડોટસ ઉપરથી જે લંબાણ ફકરો ઉપર ટાંકી બતાવ્યો છે તેમાં ખરફસ્તરોને મારવા બાબત તે જે કંઇ કેહે છે તે ખરૂં છે, કેમકે જરતોસ્તીઓ ચોકસ નાશકારક જીવ જંતુઓને મારવાનું સવાબ આજે પણ સમજે છે. 'ખર્ફસ્તર' શબ્દ અસલ અવસ્તાના 'ખ્રફ્સ્ત્ર' શબ્દ ઉપરથી બીગડીને બનેલો ફાર્સી શબ્દ છે, જેનો ધાતુ 'ખ્રપ' 'ખ્રપસ' અથવા 'કરેપ્' સંસ્કૃત 'ક્રપ્' અને ઇંગ્રેજી 'ક્રીપ્' (creep) ને કેવળ મળતો છે, જેનો અર્થ 'પેટે ચાલવું' થાય છે. પેટે ચાલનારાં પ્રાણીઓમાં જોકે સાંપ, કીડા વીગેરેનોજ સમાસ થઇ શકે છે તોપણ ખર્ફસ્તરોમાં કીડી, જુ, વીગેરે પણ ગણાયાં છે. ટુંકમાં જે ઝીણાં જીવજંતુઓ માણસની ખરાબી કરનારાં હોય તેઓને આ સાધારણ નામ મળ્યું છે. એ પ્રાણીઓને મારવાનું સવાબ છે તે એટલા ઉપરથી માલુમ પડેછે કે ચોકસ ગુનાહો કરનાર ધણીઓ પાસે તેમનાં પાપનાં નીવારણ દાખલ આ જીવજંતુઓનો નાશ કરાવવાનું વંદીદાદમાં ફરમાવેલું છે, જેમકે એક ઠેકાણે આપણે વાંચીયે છીયે કેઃ—

"દાણો ખેંચનારી કીડી ખર્ફસ્તર છે, તે ઉનાળાની મોસમમાં ૨૦૦ મારવી જોઇયે; તથા શીયાળામાં ગનામીનોને લગતાં ખર્ફસ્તરોમાંના કોઇનેબી મારવાં." ૫રગ૦ ૧૬, ફ૦ ૧૨.

આ ઉપરથી એક બીજી વાતની સમજણ પડે છે કે જેબી જીવજંતુઓ ગનામીનોની પેદાયશનાં, યાને કે સપેનામીનોની પેદાયશ કે જે હમેશાં ભલીજ હોય છે તેનો નાશ કરનારાં હોય તેમને મારી નાંખવાનું ફરમાન છે. વંદીદાદ ઉપરથી આ ખર્ફસ્તરોની કેટલીક વીગતો મળે છે. એક ઠેકાણે (૫રગ૦ ૧૪) પાણીમાં વસનારા "ઉદ્ર" નામે કુત્રાને મારનારને માટે ચોકસ સજાઓ ફરમાવેલી છે તેમાં કેટલાંક ખર્ફસ્તરો મારવાનું પણ ફરમાવેલું છે, જેઓની વીગત આ મુજબની છે:—પેટે ચાલનારા સાંપ, કુત્રાની સુરતના સાંપ, કાચબા, જમીન-ઊપર તેમજ પાણીમાં વસનારા દેડકા, દાણો ખેંચનારી તથા ચટકો મારનારી કીડી, ગલી-ચીમાં ફરનારાં મછર, ગંધાતી માખ, ઇત્યાદી. ખર્ફસ્તરોની પેઠે બીજાં મોટાં પ્રાણીઓ જેઓબી માણુસ જાતની ખરાબી કરતાં હોય, તેમને પણ વસ્તીવાળા ભાગોમાંથી હાંકી કાહાડવા અને મારવાનું ફરમાન વંદીદાદમાં ઠેકાણે ઠેકાણે આવ્યું છે:—ગોયા એ પ્રાણીઓને મારી કાહાડવાની તો ચોકસ ગુનાહોને માટે એક જાતની સખ્ત મજુરીની સજાજ ફરમાવેલી છે. એ પ્રાણીઓમાં વરૂ મુખ્ય હશે, પણ તેમનાં કશાં નામો વંદીદાદમાં આવ્યાં નથી. જ્યાંબી ફરમાન છે ત્યાં એકજ રીતનું આ મુજબનું લખાણ આવે છે કે તકસીરવારે પોતાના ગુનાહની તોજેશમાં ઘોડાના ચાબુકે કરીને તેમજ 'સુઓષચરન' નામે હથી-યારે કરીને આ નાશકારક જાનવરોને હાંકી કાહાડવાં. અલબત, આ ઉપરથી એવું જણાય છે કે વંદીદાદના જમાનામાં આ નુકસાનકારક જાનવરોની બહુ વસ્તી હશે અને તેઓ માણુસ જાતનાં રેહેઠાણો તરફ બહુ ઉપદ્રવ કરતાં હશે. આ ફરમાન ઉપરથી વળી એમ પણ ધારવામાં આવે છે કે ખેતીવાડીના વધારાની અગત હોવાથી જંગલોમાંથી આ જંગલી પ્રાણીઓને મારી કાહાડી ત્યાં ખેતી કરવાની સગવડ કરી આપવાની તકસીરવારને માથે ફરજ નાંખવામાં આવતી હશે. અસલના વખ્તમાં જ્યારે માણુસ જાતની વસ્તી ઓછી હતી તે વેળા જંગલોમાંજ નહી પણ બીજા ભાગોમાંબી કેટલાં બધાં ફાડી ખાનારાં પ્રાણીઓ અને સાંપો તથા ખર્ફસ્તરોની વસ્તી હશે તે આજે ૨૫ થી ૩૦ કરોડ માણુસોની વસ્તી છતાં હીંદુસ્તાંન ખાતે હાલ દરસાલ જે હજારો જંગલી જાનવરોનો તેમજ સર્પોનો નાશ કરવામાં આવે છે તે ઉપરથી માલુમ પડે છે. સરકાર એ કામ કરનારાઓને ઇનામો આપે છે: પણ વંદીદાદના જમાનામાં પૈસા ટકાનું ચલણ નહતું માટે તે વખ્તના ધર્મરા-જાઓએ તકસીરવારોને માથે આ નાશકારક પ્રાણીઓ અને જેહેરી સાંપોનો નાશ કર-વાની ફરજ નાંખેલી દીસે છે. એથી બે કામ સરતાં હતાં, તકસીરવારોને તેમના ગુનાહને માટે એક જાતની સજા મળતી હતી, અને રાજ્યાધીકારીઓ તથા રૈયતને સુખ મળતું હતું.

## § ૪. કુત્રો–તેની અનેક જાતો–તેની જતન માટે તાકીદ–તેનો ઉત્તમ દરજ્જો–તેને માટે મોટું માન.

હીરૉડોટસ ઉપરથી જે ફકરો ઉપર ટાંક્યો છે તેમાં તે વાજબી લખે છે કે ઇરાની પાર્સીઓ, બલકે તેમના ધર્મગુરૂ માજીઓ જ્યારે દરેક બીજા પ્રાણીને પોતાને હાથે કતલ કરતા હતા ત્યારે તેઓ કુત્રા અને માણુસને હાથ લગાડતા નહતા. માણુસનો નાહક જીવ લેવો એ ખુનનું કામ છે એમ તેઓ સમજતા હતા, અને એ ઉપરથી હીરૉડોટસે એક ઠેકાણે (દફ૦ ૭, પ્ર૦ ૧૯૧) જે ખોટો ઓરંગો મારી દીધો હતો તે ખોટો પડે છે કે

માજીઓએ પવનનું તુફાન નરમ પાડવા માટે માણસોના ભોગો આપ્યા હતા. અગરજો માજીઓ કુત્રાને મારવામાં પણ માણસનો જીવ લેવા જેટલુંજ ગુનાહનું કામ સમજતા હોય તો તેમાં નવાઇ નથી. અવસ્તામાં કુત્રાને સઘળાં પ્રાણીઓ કરતાં વીશેષ દરજ્જો મળ્યો છે. તેમાં ગાય અને ઘોડાની બરદાસ્ત લેવાનું ફરમાંન છે (ઇજસ્ને, હા ૧૧, ફ૦ ૧–૨), પણ કુત્રાની બરદાસ્ત વીશે તો વંદીદાદમાં ઠેકાણે ઠેકાણે લખાણ આવેલું છે. તેને માણસ જાતનો નોકર નહી પણ સોહબતી, ગુલામ નહી પણ મીત્ર ગણ્યો છે, અને નીચલાં વર્ણન ઉપરથી આપણુ જોઇશું કે તેમાં તેને કેટલીક બાબતોમાં લગભગ માણસ જાતની બરાબરનો જણાવ્યો છે. વંદીદાદ (પરગ૦ ૧૩) મુજબ કુત્રાઓ ૧૨ જાતના છે:—

૧ વંઘાપર; ૨ પસુશ્ હૌર્વ (ભરવાડનો કુત્રો;) ૩ વીશહૌર્વ (મોહોલાની ચોકી કરનાર;) ૪ વોહુ નજ્ગ (લાસ ખાનાર;) ૫ દુખ્તો હુનર; ૬ તૌરૂન (નાની જાતનો કુત્રો); ૭ સુકુરૂન (સાત આંઠ દીવસનું કુતલ્યું); ૮ (જજી) ૯ વીજી; ૧૦ ઐવીજી; ૧૧ ઉરૂપી.

આ સઘળા જમીન ઉપરના, યાને માણસની સાથ સંબંધ રાખનારા કુત્રાઓ છે; પણ વળી એક કુત્રો પાણીમાં વસનારો છે, જેને અવસ્તામાં "ઉદ્ર" (સગેઆબી)નું નામ મળ્યુંછે. ઉપલી ટીપમાંના પેહેલા કુત્રાનું વર્ણન એવું મળેછે કે તે "પોહોલાં માથાંવાળો: કાંટાદાર" છે. જેને "સાધારણ લોકો 'દુજ઼ક' નાં નામથી ઓળખે છે" અને જે "સપેનામીનોની પેદાયશમાંની એક એવી પેદાયશ છે કે જે બામદાદથી તે સુરજ ઉગે ત્યાંસુધી ગનામીનોની પેદાયશનો હજાર ગણો મારનાર તરીકે તેની સાંમે જાયછે" (પરગ૦ ૧૩, ફ૦ ૨). આ કુત્રાનો હરીફ "જૈરીમ્યંઘુર" નામનો એક દેવ છે, જે સપેનામીનોની પેદાયશને ઉપલેજ વખ્તે ખરાબ કરેછે (ફ૦ ૬). પશુઓની પાસબાની કરનારા કુત્રાની સીફત આ રીતની મલેછે:—

> ૩૯. "અએ જરતોસ્ત! હું કેજે હોરમજદ (તેણે) ગાય ઢોરના વાડાઓના બંચાવને માટે પોતાનાં વસ્ત્ર સાથનો (યાને કુદરતી ઢાંકણ સાથનો) પોતાના જોડા સાથનો, તીક્ષણ સુંઘવાની ઇંદ્રીનો (અથવા તીક્ષણ વાસ વાળો), તેજ દાંતવાળો (તથા) માણસની પછવાડે દોડનારો (યાને વીશ્વાસુ) કુત્રાને પેદા કીધો. હીયાં (યાને આ હાડમંદ દુન્યામાં) હું જે હોરમજદ (તેણે) મોટાં (તથા) જોરાવર શરીરના કુત્રાને પેદા કીધો; (સબબકે) જ્યારે (તે કુત્રો) ગાયઢોરના વાડાઓને માટે (તપાસ રાખનારો) હોય (ત્યારેતો તે) પુરતી હુશીયારી (અથવા અક્કલ)નો હોવો જોઇયે.
> ૪૦ "અએ સૌથી પવીત્ર જરતોસ્ત! (જ્યારે) તે (કુત્રો) સાવધ આવાજનો હોય (યાને મુગો નહી હોય) તો ચોર અથવાતો વરૂ તે મોહોલ્લાઓમાં (આવીને) કોઇને નહી જણાય તેવી રીતે (અથવા બેમાલુમ) મોહોલ્લાઓમાંથી (પશુ અથવા કંઇ માલ મીલકત) લઇ જઇ નહી શકે. પ્રાણઘાતક (અથવા મારનારાં), ફાડી ખાનાર, ફરબે, (તથા લોહી) ટીપાતું કરતાં (યાને જાનવરને લોહી લુહાન કરનારાં) વરૂઓ (તે મોહોલ્લામાં આવી શકે નહી).—કાંગા, વંદીદાદ, પરગ૦ ૧૩, ફ૦ ૩૮–૪૦

આ બંને ફકરાઓ ઉપરથી જણાય છે કે વંદીદાદના જમાનામાં વરૂઓનો ઉપદ્રવ ઇરાંનમાં ઘણો ભારી હશે, અને પશુઓજ, તે વખ્તે જરતોસ્તીઓ જેઓ ઘણું કરીને ખેડુત લોકો હતા, તેમની તમામ મીલકત અને દોલત હતી, માટે તે દોલતની સંભાળ કરનાર કુત્રા તેમની નજરમાં મોટાઇ ધરાવનાર પ્રાણી ગણાય તો તે તદ્દન ખરૂં છે. આ અને એવાજ

બીજા કુત્રાઓ, જેઓ પશુને બદલે મોહોલ્લાની સંભાળ રાખે છે, લાસનો ભક્ષ કરે છે, ઇત્યાદી, તેમને પુરતો ખોરાક આપવાનું વંદીદાદમાં ફરમાન છે તેમજ તેમની પરવરશી કરવાનો હુકમ છે. પણ તેને બદલે જો આ પ્રાણીને પુરતો ખોરાક આપવામાં નહી આવે, અથવા તેનો કાન કાપવામાં આવે, પગની નેસ તોડવામાં આવે, જખમ કરવામાં આવે, અથવા તેનું મોત નીપજાવવામાં આવે તો તે માટેની ઓછી અડકી સજાઓ ફરમાવેલી છે. એ સજા તકસીરવારને માથે ફાડી ખાનારાં પ્રાણીઓનો નાશ કરવાની ફરજ નાંખવાને લગતી સખ્ત મજુરી યાને મેહેનતની છે. વંધાપર કુત્રાને માટે એ સજા ૨૦૦૦ નાશકારક પ્રાણીઓનો નાશ કરવાની, પશુની ચોકી કરનાર માટે ૧૬૦૦ પ્રાણીઓ, મોહોલ્લાની પાસબાની કરનાર માટે ૧૪૦૦, કાલબુદ ખાનાર માટે ૧૨૦૦, એ પ્રમાણેનાં ફાડી ખાનારાં પ્રાણીઓનો સંહાર કરવાની ફરજ નાંખેલી છે. (ફ૦ ૪, ૧૨, ૧૩, ૧૪.) પેહેલી બે જાતના કુત્રાઓને રાખવાની જગા પણ મુકરર કરી આપવાની તેના ધણીની ફરજ છે (ફ૦ ૧૭–૧૮), અને ભરવાડના કુત્રાને તેનો ધણી જો બરાબર ખોરાક આપતો નથી તો તે ગોયા એક સૌથી સરસ ઘરના ધણીને ખોરાક બરાબર નહીં પુગાડવા જેટલો તકસીરવાર થાય છે (ફ૦ ૨૦). મોહોલાની પાસબાની કરનાર કુત્રાને ખોરાક અપાતો નથી તો તે વચલે વાગેના ઘર ધણીને હલકો ખોરાક આપવા બરાબરની તકસીર ગણાય છે (ફ૦ ૨૧). અને તેટલા માટે પેહેલી તકસીર કરનારને માથે ૪૦૦ અને બીજી તકસીર કરનારને માથે ૧૮૦ નાશકારક પ્રાણીઓને મારી નાંખવાની ફરજ નાખી છે (ફ૦ ૨૪–૨૫); કાંએકે જો આ હુનરમંદ કુત્રાઓને પુરતો ખોરાક નથી મળતો તો તેઓ જલદીથી નાકુવત થઇ જાય છે, જેમ નહીં થાય તે માટે તેમને ગોસ્ત, ચરબી અને દુધનો ખોરાક મળવો જોઇએ (ફ૦ ૨૮). પણ જેમ આ સાવધ કુત્રાઓને પાળવાનું ફરમાવ્યું છે તેમજ હડખાયલાં કુત્રાંનો નાશ કરવાનું પણ ફરમાવેલું છે. પણ તે નાશબી કેવો? જો કુત્રો આ હાલતમાં પુગે તો જેમ અશો માણસની બરદાસ્ત લેવા માટે ઇલાજો શોધવાની માજદયસ્નાનોની ફરજ છે તેમ આ દર્દી કુત્રા માટેના ઇલાજો પણ શોધવા જોઇયે (ફ૦ ૩૫).

કુત્રાની આ રીતે જતન કરવા સાથ તેનો મરતબો એટલો બધો વધારી દીધોછે કે ગોયા તેને માણસથીજ ઉતરતો ગણેલો જણાય છે. એક માજદયસ્નાન મરણ પામે તો તેથી જેટલી ખરાબી થાય તેટલીજ કુત્રાનાં મરણથી થાયછે. મજદયસ્ની ધર્મ પાળનારનો દરજ્જો બીજા સર્વ ધર્મવાળાઓ કરતાં ચહડતો ગણ્યોછે, અને તેથી જીવતાં જીવત તે મજદયસ્નાન બીજા સઘળા જીવતા દુર્વંદો અથવા જુદ્દીનો કરતાં શ્રેષ્ટ છે, કેમકે તેની હૈયાતી સપેનામીનોની પેદાયશના વધારા અને ફેલાવા માટે બહુ અગતની છે; પણ એક દુર્વંદ યાને દેવયસ્નાનની હૈયાતી ખરાબીનો વધારો કરનારી છે. એટલાજમાટે જ્યારે એક દુર્વંદ મરણ પામેછે ત્યારે તેનાથી જેટલી ખરાબી થાયછે તે કરતાં અતીઘણી વધારે એક મજદયસ્નાન મરણ પામેછે ત્યારે થાયછે; કેમકે આ છેલ્લાનાં મરણથી સપેનામીનોની પેદાયશની વૃદ્ધી અને ફેલાવો કરનારાઓમાંનો એક જણ ઓછો થાયછે, માટે તેનું મોત ખરાબી કરનારૂં અને એક ટોટા સરીખું છે. પણ એક દુર્વંદ મરણ પામેછે તો તેથી પોતાની હૈયાતી વેળા તે જે ખરાબી કરતો હતો તેનો અંત આવેછે અને તેથી સપેનામીનોની પેદાયશને માટે આ દુર્વંદનું મોત નફા ભરેલું ગણાયછે. એજ મુજબ એક કુત્રો મરણ પામેછે તો તેનું મોત પણ એક મજદયસ્નીના મોત જેવુંજ ખરાબી કરનારૂં ગણાયછે, અને તે ઉપરથી સમજ પડેછે કે કુત્રાનો દરજ્જો જીવતાં જીવત એક મજદયસ્નીના જેવો ચહડતો છે,—એટલો બધો ચહડતો કે દુર્વંદ ઇનસાનો કરતાં આ કુત્રો હેવાન વધારે ફાયદો કરનારો ગણાયો છે. અગરજો એક મજલેસમાં પચીશ પચાશ કે

એકશો નર નારીઓ બેઠાં હોય અને તેવામાં જો કોઇ માણસ મરણ પામેતો તેથી "દરૂજે નસુશ" નામનો દેવ કેટલી ખરાબી કરી શકે, એવો સવાલ વંદીદાદમાં એક ઠેકાણે (પરગ૦ ૫, ફ૦ ૨૭) પુછયોછે, જેના ઉતરમાં (ફ૦ ૨૮) એવું જણાવવામાં આવ્યુંછે કે જો તે મરનાર અથોરનાન હોયતો સર્વથી વધારે યાને ૧૦ માણસોને, રથેસ્તાર યાને પાદશાહ કે પેહેલવાન હોયતો ૯ માણસોને, અને વાસ્ત્રીયોશ યાને વૃદ્ધી કરનાર ખેડુત હોયતો ૮ માણસોને, પેલો 'દરૂજે નસુશ' દેવ રીમન કરેછે. આ 'દેવ' તે કોઇજ નહી પણ કોહોવાટ છે; બદનમાંથી જીવ ગયો કે લાસ વગર ગરમીએ કોહોવા માંડેછે, અને તે ઉપરથી એ ખરાબીને વંદીદાદમાં એક દેવને નામે ઓળખીછે. કેટલાક રોગો અને ખરાબીઓને પણ વંદીદાદમાં દેવનાંજ નામો મળેલાં છે, અને તેવોજ આ કોહોવાટ પણ એક દેવ ગણાયોછે. હવે ઉપર મુજબ આ દેવ યાને કોહોવાટ એક મોબેદનાં મરણ પછી વધારે ખરાબી એટલામાટે ચલાવે છે કે સઘળા માજદયસ્નાનોમાં અથોરનાનનો દરજ્જો ચહડતો છે, ત્યારપછી પાદશાહ પેહેલવાનનો અને ત્રીજો દરજ્જો ખેડુતનો છે. પણ ખેડુત પછી કોણનો? નહીં કે કોઇ બીજા ઇનસાનોનો— નહીં કે દેવયસ્નોનો યા દુર્વંદોનો—પણ કુત્રાનો; કાંએકે ઉપલીજ પરગરદમાં આપણ જોઇયે છીયે કે ખેડુતનાં મરણ પછી મજલેસમાંના ૮ જન ઉપર કોહોવાટનો ગલબો ચાલેછે ત્યારે જો તેજ મજલેસમાં પશુની પાસબાની કરનાર કુત્રો મરણ પામે તો ઉપલો દેવ ૭ માણસો સુધી પોતાનો હુમલો ચલાવે છે (ફ૦ ૨૯); જો મોહોલ્લાની પાસ્બાની કરનાર કુત્રો મરણ પામે છે તો ૬ માણસો ઉપર તેનો ધસારો જાય છે, ઇત્યાદી. એમ કરતાં શેવટે 'વીજુ' નામના કુત્રાને ગણ્યો છે, જેનાં મોતથી મજલેસમાંના માત્ર એકજ જણની ઉપર કોહોવાટની ખરાબીની અસર થવાનો સંભવ રેહે છે (ફ૦ ૩૨). ખરૂં છે કે આ ખરાબી ઉપરથી આપણે પેલાં પ્રાણીનાં ઉતમપણાંની ગણત્રી કરવી છે, અને તે ગણત્રીએ ગણતાં ખેડુતની પંકતીથી ઉતરતું કોઇજ ઇનસાન નહીં, કોઇજ હેવાન નહીં,—ગાય, ગોધો કે ઢોરઢાંક, ઉંટ કે ઘોડો, મેંઢો કે મરઘો કોઇજ નહીં—પણ ભરવાડનો કુત્રો છે. કુત્રાના આ મોટા દરજ્જા સાથ સરખાવતાં એક જુદદીન તેનાથી કાંય ઉતરતો છે તે આ કારણોથી બતાવ્યું છે:— એક ઠેકાણે (ફ૦ ૩૫) પુછેછે કે અગરજો ઉપલીજ મજલેસમાં એક જુદદીન (અસલ મુજબ "કોઇ બે પગવાળો દુર્વંદ ગુનેહગારને તેમજ નાપાક આશમોગ") મરણ પામે તો તેથી કોહોવાટની ખરાબી કેટલી અસર ચલાવે છે? આનો એક લંબાણ ઉતર મળ્યો છે (ફ૦ ૩૬ થી ૩૮), જેમાં જણાવ્યું છે કે એક દેડકો જો એક વરસની વાત ઉપર મરણ પામ્યો હોય, અને તેથી એ મુદત પછી તેનાથી જેટલી ખરાબી થવાના સંભવ રેહે તેટલીજ ખરાબીની ધાસ્તી ઉપલી કીસમના દુર્વંદનાં મોતથી રેહે છે. આ ઠેકાણે જણાવવું અગતનું છે કે જમીન ઉપર હર કોઇ લાસ એક વરસની મુદત સુધી ખોરશેદની રોશનીમાં ખુલ્લી પડી રેહે છે તો એ મુદતમાં તેનાથી નીપજતી ખરાબીની સઘળી ધાસ્તી દુર થઇ જાય છે; એ મુદતમાં તે સાફ થઇ જાય છે, અને જમીન પાછી સ્વચ્છ થઇ જાય છે. (પરગ૦ ૬, ફ૦ ૧૨). એટલામાટે ઉપલા ઉતરની સમજણ એવી લેવાની છે કે એક દુર્વંદ મરી જાય તો તે કશી ખરાબી કરી શકતો નથી, કારણકે તે માત્ર પોતાની હૈયાતીમાંજ ભલી પેદાયશને ખરાબ કરી શકે છે; તે જીવતો હોય ત્યારેજ તે પાણીને ખરાબ કરે છે, આતશને બુજાવી નાંખે છે, ગાય બલદને આડે માર્ગે લઇ જાય છે, અશો માણસને યાને મજદયસ્નાનને હેરાન કરે છે; પણ મરણ પછી તે આમ કશું કરી શકતો નથી (પરગ૦ ૫, ફ૦ ૩૭). તે જીવતો હોય ત્યારેજ તે અશો માણસની જે કાંઇ દોલત કે મીલકત હોય તે જોર જુલમથી ચોરી અને લુટી લઇ જાય છે, જેમ તે મરણ પછી કરતો નથી (ફ૦ ૩૮).

કુત્રાના ઊંચા મરતબાના સંબંધમાં બીજી બાબતો હવે ટુકમાંજ કહીશું. જો ચોજદાગ્રેગરીનું કામ ચાલતું હોય એવાં મકાનમાં એક માણસ અથવા કુત્રં મરણ પામે (ફ૦ ૩૯—૪૦) તેની, હોમને માણસ કે કુત્રાંનો નસો લાગો હોય (ફ૦ ૪૨—૪૩) તેની, કુત્રા અથવા માણસનો નસો ખાય (પરગ૦ ૭, ફ૦ ૨૩—૨૪) તેની, કુત્રા અથવા માણસનો નસો લાકડાં (ફ૦ ૨૮—૩૧) ને, અનાજ (ફ૦ ૩૨—૩૫) ને, ઘાસ ચારા (તેજ) ને, વાસણ (ફ૦ ૭૩—૭૫) ને લાગે તો તેની, જે જુદી જુદી ક્રીયાઓ અને સજાઓ વીગેરે ફરમાવેલી છે તે બંને એક સરખીજ છે અને બંનેનાં નામો સાથે સાથેજ લીધેલાં છે. મરણ પામેલાં માણસની લાસને આતશ, બર્સમ, પાણી, વીગેરેથી દુર રાખવાનું જે ફરમાન છે તેજ કુત્રાની લાસને માટેનું પણ છે (પરગ૦ ૮, ફ૦ ૬—૭); જે રસ્તેથી એક માણસની લાસને લઇ જવામાં આવે તે રસ્તો જે રીતે પાક થાય તેજ રીતે મુએલાં કુત્રાંની લાસ લઇ જવા માટેનો રસ્તો પણ પાક થાય છે (ફ૦ ૧૪ થી ૨૨). આ સઘળું કુત્રા અને માણસનો દરજ્જો તેમનાં મરણ પછી કેટલો એકસરખો ગણાવો જોઇએ તે દેખાડે છે. જેમ કુત્રાની તેમજ કુત્રીની પરવરશી કરવાનું પણ ફરમાન આવેલું છે તે અગત કરીને હમેલદાર અને હમેલથી ફારેગ થયલી કુત્રીને વીશે છે (પરગ૦ ૧૫). એક બીજી વાત જાણવા જોગ એ છે કે કુત્રાની લાસને માણસની પેઠેજ ડાટવાની મનાઇ કીધેલી છે અને તે ડાટેલી હોય તો તેને પાછી ખોદી નહી કાહાડવા માટે સજા ફરમાવેલી છે (પરગ૦ ૩, ફ૦ ૩૬ થી ૩૯).

પાણીમાં વસનાર "ઉદ્ર" કુત્રો વંદીદાદમાં બહુ માન ધરાવતો જણાય છે. તે માણસ જાતને કેવી રીતે ઉપયોગી છે તે વીશે આપણને કશું જણાવેલું નથી, પણ ૧૩ મી પરગરદનો છેલો ફકરો તેમજ ૧૪ મી આખી પરગરદ એ જાતના કુત્રાને મારવાથી નીપજતી ખરાબી અને તે માટેની તોજેશ તથા સજાને લગતી બાબતોથી ભરેલી છે. આ 'ઉદ્ર' શબ્દને ઈંગ્રેજી otter સાથ સરખાવવામાં આવે છે, જે એક પાણીમાં રેહેનારૂં પ્રાણી છે, જેનાં સુંદર નરમ રૂઆંટીવાળાં ચામડાંને માટે તેનો શેકાર કરવામાં આવે છે.

## ૬ ૫—લાસને લગતી ક્રીયા.

"...... કેહે છે કે એક ઈરાની મર્દનાં શરીરને જ્યાં સુધી એક કુત્રો અથવા એક માસ ખાનારૂં પક્ષી પીખી ખાતું નથી ત્યાંસુધી તે શરીરને કદી ભુમીદા કરવામાં આવતું નથી. ...... મરણ પામેલાં શરીરની આસપાસ મીણ ચોપડીને પછી તેને જમીનમાં ડાટે છે"—દફ૦ ૧, પ્ર૦ ૧૪૦.

હીરૉડોટસને અસલી ઇરાની પારસીઓ વીશે જેજે ખરી હકીકતો મળી છે તેમની મુકાબેલ તેને જેજે મોટી બીનાઓથી ચોકસ પ્રજાઓએ ભમાવ્યો છે તે મુકી તપાસતાં જણાય છે કે તેઓમાં ઉપલી બાબતો સર્વેથી ગલત અને વળી એકેકથી ઉલટી છે. કદાચ પોતે એક વખ્ત શું બોલેછે અને બીજી વખ્ત શું કેહે છે તેની પોતાને આગમજથી ખબર હોય, અને તેમ છતાં જાણીજોઇને તે લખવું પડયું હોય, એટલા માટે આપણો તવારીખનવેશ મજકુર ૧૪૦માં પ્રકરણની શરૂઆત કરતાંજ આ મુજબ લખે છે કેઃ—

"ઇરાનીઓ વીશે આ સઘળું હું મારાં પોતાનાં ખરેખરાં જ્ઞાનથી સઘળી ચોકસાઇ સાથ જાહેર કરી શકું છું, [પણ તેઓનો] એક બાજો રેવાજ છે તે વીશે ખુલ્લું નહીં પણ મોઘમમાં બોલવામાં આવે છે તે તેમનાં મરણ પામેલાંઓ સંબંધી છે."

આ રીતે તે કબુલ કરે છે કે ઇરાની પાર્સીઓની મરણ ક્રીયાઓ વીશે જે ટુક બીના તે લખે છે તે વીશે તેને પોતાને માહીતી કશી નથી, અને માહીતી પડે એમ પણ નથી, તેથી તે આ બાબત લખતાં બીજા હેવાલો આપી "કેહે છે કે" એવા શબ્દોથી પોતાનું વર્ણન શરૂ કરે છે. હવે આ વાત તવારીખનવેશોને છુપી નથી, તેમજ તવારીખના અભ્યાસીઓ પોતે તેથી બેખબર નથી કે હીરૉડોટસને મીસરના ધર્મગુરૂઓએ ચોકસ બાબતોમાં ઇરાનીઓની રાહ રસમ વીશે બહુજ ખોટી અને તેમને બહુ નરસ લગાડનારી ખબર આપી છે. હખામની પાદશાહ કમ્બાઇસીસે મીસર ઉપર પોતે જાતે ચહડાઇ લઇ જઇ ત્યાંના દેવતાઓની મુર્તીઓ વીગેરેનો નાશ કર્યો, તથા તેમના પવીત્ર ગોધાને કતલ કીધો, તે ઉપરથી મીસરના ધર્મગુરૂઓએ તેના સંબંધી તેમજ ઇરાની પાર્સીઓ સંબંધી તરેહવાર વાતો જોડી કાહાડી હતી, અને જ્યારે હીરૉડોટસ પોતાની તવારીખ બનાવવા આગમચ દેશેદેશ ફરવા નીકળ્યો હતો ત્યારે મીસરના ધર્મગુરૂઓએ આ સઘળી ખોટી બાબતો તેને સમજાવી હતી, અને તે ઉપરથી એ તવારીખના પીતાએ ઇરાનીઓને લગતી કેટલીક બાબતોમાં જબરા ટોલ્લા માર્યા છે. આ ટોલ્લાઓમાંનો સર્વેથી કપટ ભરેલો એ છે કે પાર્સીઓ પોતાનાં મરણ પામેલાંઓને કુત્રા અને પક્ષીઓ પાસ તોડી પીખી નખાવ્યાવીના લાસને ભુમીદા કરતા ન હતા! આ તદન ગલત વાત છે અને તે આપણ જરતોસ્તીઓ સારીપેઠે સમજી શકીયે છીયે; પણ હીરૉડોટસનાં લખાણને ખરૂં માનીને યુરોપીયન લખનારાઓ હમણા સુધી એમજ માનતા હતા કે આગળા ઇરાનીઓની પેઠે આજનાં પાર્સીઓ પણ લાસને ઘી ચોપડીને તે કુત્રા પાસે ચટાડે છે અને પછી તેને અવલ મંજલ પુગાડે છે! આ અને એવાજ બીજા ઓરંગાઓ હીરૉડોટસના અભ્યાસીઓ ખરા માની જાય તેમાં નવાઇ નથી, માટે ખરૂં શું છે અને જરતોસ્તી પુસ્તકોમાં ખરેખરૂં ફરમાવેલું શું છે તેનો મુખ્તેસર હેવાલ અતરે ઉતારી લેવો જરૂરનો છે.

વંદીદાદમાં ફરમાવેલું છે કે હરકોઇ જરતોસ્તીની લાસને "ખોરશેદ નેગીરશ્ને" કરવી, યાને કે ખોરશેદનાં તડકાંમાં તેને ખુલ્લી મુકવી, એવી રીતે કે તે ઉપર કાલ્બુદ ખાનારાં પંક્ષીઓની નજર પડે અને તેઓ તેનો ભક્ષ કરે. આમ લાસને ખુલ્લી મેલ્યા પછી તેના ઉપર કશી જાતનું કપડું નાંખવું નહીં, તેમજ લાસનાં હાડકાં પરાગંદેહ નહીં થાય તેની પુરતી સંભાળ લેવી; અને શેવટે તે હાડકાંઓને એવી રીતની ઊંચી જગા બનાવીને સંભાળથી રાખવાં કે જ્યાં કુત્રા, લોંખડી કે વરૂ જઇ શકે નહીં, અને વળી તે હાડકાંઓ મેલેલી જગા અંદર વરસાદનું પાણી પણ પડે નહીં એવી રીતે તે મકાંન બનાવવું. હવે લાસને ઠેકાણે પાડવાનું જે ધર્મમાં આ મતલબનું ફરમાન હોય તે ધર્મ પાળનારાઓ લાસને પ્રથમ કુત્રાં અને પક્ષીઓ પાસ પીખી નખાવે છે અને પછી તેને ભુમીદા કરે છે એમ લખવું કેટલુંબધું ખોટું અને ભુલભરેલું ગણાય? હીરૉડોટસના બચાવમાં માત્ર એટલુંજ કહી શકાશે કે તેણે ભુલાવો ખાધો છે, અથવા તો તેણે બહુજ ખામી ભરેલો અને અધુરો, બેખબરી ભરેલો અને વગર તજવીજ કીધેલો હેવાલ આપ્યો છે; કાંએકે જરતોસ્તીઓની લાસને અવલમંજલ પુગાડવાની ક્રીયામાં કુત્રાં અને પક્ષીઓ અવસ્યનાં છે, તથા લાસનો ભક્ષ કરનારાં તેઓજ છે, એ વાત કોઇથી નાપડાય નહીં એવી દીસ્તી અને ખરી છે.

હીરૉડોટસની ભુલ ભરેલી અને ભુલાવો ખવાડનારી બીનાને અવસ્તાને આધારે નીચે મુજબ ખોટી પાડી શકાશેઃ—તેના સાંભળવામાં આવ્યું હતું તેમ ઇરાની પાર્સીઓ લાસને ભુમીદા કરતા હતા એ બીના કેવળ ગલત છે; અને ભુમીદા કર્યા આગમચ તેને કુત્રા અને પક્ષી પાસે પીખી નખાવતાં હતાં એ વાત સચાઇથી વેગળી અથવા તો પુરતી ખબરદારી

વીના લખેલી છે. વંદીદાદ મુજબ જરતોસ્તીઓની લાસને "ખોરશેદ નેગીરશ્ને" કરવી જોઇયે, જે વીશેનો અસલ અવસ્તાનો શબ્દ "હ્વૈરે દરેસીમ" છે, યાને કે ખોરશેદના પ્રકાશમાં ખુલ્લી મેળવી. હવે લાસને ખુલ્લી મેળવી અને લાસને દાટવી એ બે એકેકથી જુદી ક્રીયાઓ છે. જો આમ લાસને ખુલ્લી નહીં મેળેતો તે કામ ગુનાહ ભરેલું ગણાયું છે અને તે માટેની સજા ફરમાવી છે (વંદી૦, પરગ૦ ૫, ફ૦ ૧૪). લાસને સુરજના પ્રકાશમાં ક્યાં મુકવી જોઇયે? એ અગતનો સવાલ છે. એ સવાલનો જવાબ વંદીદાદમાંથી આ મુજબનો મળ્યો છે:—

> ૪૪ "હાડમંદ મુલકોના અએ અશો પેદા કરનાર! મુવેલાં માણસોના તનને, અએ હોરમજદ! અમે ક્યાં લઇ જઇયે, (તથા) ક્યાં મુકીયે?
>
> ૪૫ "ત્યારે હોરમજદે કહ્યું કે અએ સૌથી પવીત્ર જરતોસ્ત! સૌથી ઉંચી જગા ઉપરજ (યાને બીજે કેયે નહીં પણ પાહાડની જગા ઉપર મુકે,) કે જ્યાંથી તે (મુવેલાં) ને કાલ્મુદ ખાનારા કુત્રા અથવા કાલ્મુદ ખાનારાં પક્ષીઓ ઘણાંજ ખચીત જોઇ શકે"— કાંગાનો વંદીદાદ, પરગ૦ ૬, ફ૦ ૪૪-૪૫.

આ રીતે ઉંચી જગા ઉપર લાસને લઇ જઇને ખોરશેદની રોશનીમાં તદન ખુલ્લી યાને નાગી રાખવી જોઇયે, તથા તેનાં શરીર ઉપર વસ્ત્રનો જરાપણ કકડો રેહેવા દેવો યા નાંખવો નહીં જોઇયે; કેમકે તેમ કરવાનું કામબી એક ગુનાહ છે, તેથી તે કપડું રદ જાય છે, અને તેમ કરનાર ધણી જીવતાં જીવત અશો ગણાતો નથી, એટલુંજ નહીં પણ પોતાનાં મરણ પછી સર્વેથી ઉતમ દુનીયાનો હીસ્સો—યાને બેહેસ્ત—તેને મળતો નથી (પરગ૦ ૫, ફ૦ ૬૦-૬૧). એ રીતે ત્યારે લાસને ઉંચી જગા અથવા ડુંગર ઉપર તદન નાગી હાલતમાં મેળવી જોઇયે, એટલામાટે કે તેને માસ ખાનારાં કુત્રાં તથા કાલ્મુદ ખાનારાં પક્ષીઓ અછી રીતે જોઇ શકે અને પછી તેનો ભક્ષ કરે. લાસને આજે પક્ષીઓને સ્વાધીન કરવામાં આવેછે, પણ હીરોડોટસના વખ્તમાં તેનો ભક્ષ પક્ષીઓની જોડે કુત્રાંઓ પણ કરતાં હશે, અને તે રેવાજ વંદીદાદનાં ઉપલાં ફરમાનને અનુસરતોજ છે. એજ ફરમાનથી હીરોડોટસના શરૂઆતમાં ટાંકેલા ભુલભરેલા શબ્દોનો પુરતો ખોલાસો મળે છે કે ઇરાની પાર્સીઓ લાસને કુત્રાં અને પક્ષીઓ પાસ પીખી નખાવતા હતા તે કંઇ તેને ત્યારબાદ ભુમીદા કરવા માટે નહીં પણ તેનો ભક્ષ કરાવવા માટે હતું. પણ લાસને પીખી નખાવ્યા પછી તેને ભુમીદા કરવામાં આવતી હતી એવું હીરોડોટસનું કેહેવું છે તે કેટલું બધું ગલત છે, તે હવે આપણ જોઇયે. લાસને ડુંગર ઉપર અથવા ઉંચાણ જગા ઉપર પક્ષીઓ અને કુત્રાંઓ પાસે ભક્ષ કરાવવા માટે લઇ જવા પછી એક અગતની બાબતની બહુ સંભાળ લેવી જોઇએ છે, અને તે એકે પેલાં પક્ષીઓ અથવા પ્રાણીઓ એક પણ હાડકાંને તેની જગા ઉપરથી ઉઠાવી વેરવાર યા પરાગંદેહ કરે નહીં, પણ તેને બદલે તે હાડકાંઓ સચવાયલાં રેહે. આ ફરમાનનું કારણ એવું જણાય છે કે અગરજો પક્ષી અથવા કુત્રાંએ ઉપાડેલું હાડકું એક દર્દી માણસની લાસનું હોય, તેમાંથી રસી ઝરફતી હોય, અને તે હાડકું માણસના વપરાસની તથા તેની જીંદગી માટે અવસ્યની ચીજો, જેવીકે પાણી અથવા અનાજમાં જઇ પડે તો તે ચીજો તેથી ખરાબ થાય અને માણસના ઉપયોગમાં આવવી જોઇયે તેમ એકદમ આવે નહીં, અને જો બેખબરીથી અથવા બેદરકારીથી આવી જાયતો પેલી દર્દી રસીમાંનાં રોગ પેદા કરનારાં બીયાં તનદરોસ્ત માણસના ખોરાક મારફતે તેનાં પેટમાં જાય અને તેને ખરાબ કરે તથા રોગનો ભોગ બનાવે. આમ નહીં બને તેની જરતોસ્તીઓએ સંભાળ લેવી જોઇયે અને તે સંભાળને થકી શા ઇલાજો લેવા તે વીશે આ મુજબનું ફરમાન છે:—

૪૬. "ત્યાં (યાને તે પાહાડની ઉંચી જગાએ) તે માજદયસ્નો તે મુવેલાંને તેંના પોતાના બે પગે કરીને તથા (તેના) પોતાના બાલે કરીને લોહોડાંને લગતા, અથવા પથરને લગતા, અથવાતો સીસાંને લગતા સાથે બાંધે. અગર નહીતો (યાને તે મુવેલાંને ઉપર મુજબ નહીં બાંધેતો) કાલ્બુદ ખાનારા કુત્રા અથવાતો કાલ્બુદ ખાનારાં પક્ષી તે હાડકાંઓમાંના (કેટલાંએક હાડકાંઓ) ને પાણીની નજદીક (અથવા પાણીની તરફ) તથા ઓરવરની નજદીક ઘસડી લઇ જાય."—કાગાનો વંદીદાદ, પરગ૦ ૬, ફ૦ ૪૬.

એ રીતે ત્યારે હાડકાંની વેરવાર થતી અટકાવવાની જરૂર છે, અને તેટલામાટે લાસને પર્વત ઉપર લઇ જઇને પછી તેના પગો તથા માથાં વીગેરેને ફાવે તેવી રીતે પથર અથવા બીજી ભારી યા મજબુત વસ્તુઓ સાથ બાંધવાં, એવી મતલબથી કે પેલાં પક્ષી તથા પ્રાણી લાસ ઉપરનાં માસનો ભક્ષ કરીને ત્યાંથી ચાલી જાય, પણ હાડકાંઓને કેથે ખેંચી જાય નહીં. આ રીતની સાહુચેતીના ઇલાજો લેવાથી લાસનું હાડપંજર સલામત બચી શકેછે, એક પણ હાડકું બરબાદ જતું નથી કે પરાગંદેહ થતું નથી. પણ વળી આ રીતે બચી રહેલાં હાડકાંઓને ત્યાંનાંત્યાંજ રાખવામાં આવતાં ન હતાં. તેમની તો જુદીજ વ્યવસ્થા કરવાનું ફરમાવેલું છે, અને તે ઉપરથી હખામની પાર્સીઓ કરતા હતા તેવાં "અસ્તોદાન"ની રીત નીકળેલી લાગેછે, બલકે નીચલું ફરમાનજ અસ્તોદાન કરવા માટેનું છેઃ—

૪૯ "મુવેલાં માણસોનાં હાડકાંઓને અમે ક્યાં લઇ જઈયે, અએ હોરમજદ! (તથા તે હાડકાંઓને) અમે ક્યાં મુકયે?

૫૦ "ત્યારે હોરમજદે કહ્યું કે તે (હાડકાં)ને માટે 'અસ્તોદાન' (યાને મુવેલાંનાં હાડકાં રાખવાનું મુકામ) બનાવવું જોઇયે, (કેજે) કુત્રાથી વધારે ઉંચું, લોંખડીથી વધારે ઉંચું, (તથા) વરૂથી વધારે ઉંચું (હોય,) (યાને તે ઉપર આ પ્રાણીઓની નજર પોંહોંચી શકે નહીં.) (તથા વળી) ઉપરના ભાગમાંથી વરસાદનું પાણી નહીં વરસે (એવું તે અસ્તોદાન બનાવવું જોઇયે)'.'—પરગ૦ ૬, ફ૦ ૪૯–૫૦

આ ફરમાન દેખાડે છે કે હાડકાંઓને એવી જગામાં રાખવાં કે જ્યાં વરૂ, કે કુત્રા, કે બીજાં હાડકાંનાં શોકીન પ્રાણીઓ પોંહોંચી શકે નહીં અને તે ઉપર ત્રાપ મારીને તે મેળવી શકે નહીં. વળી એ જગા એવી બનાવવી જોઇયે કે તેમાં વરસાદનું પાણી પણ દાખલ થવા પામે નહીં. આ છેલ્લાં ફરમાનનું કારણ એ છે કે હાડકાં રસીવાળાં યા દર્દી હોય અને તેમના ઉપર પાણી પડે તો તે રસી ધોવાઇ જઇને પાણીની જોડે જમીનમાં માર્ગ લે અને તેથી જમીનમાં દર્દી બીયાં ખરાબી કરે. જમીનમાં લાસને ડાટવાનો મોટો ગુનાહ ફરમાવેલો છે, જે વીશે અમે આગળ ચાલતાં બોલીશું, તે ગુનાહને મળતોજ આમ વરસાદનાં પાણીની મારફતે કામ થવાનો સંભવ રેહે છે અને તેથી હાડકાં રાખવાનું મકાન યાને અસ્તોદાન એવી ઢપનું બાંધવું જોઇયે કે તેમાં વરસાદ પેવશ થઇ શકે નહીં. આ મકાન જેમ જેને ફાવે તેમ પોત પોતાની શકતી મુજબ પથરનું કે છોયનું બાંધવાનું અથવા તેટલુંબી નહીંજ બને તો કંટાનનું કે ચાદરનું બનાવવાનું ફરમાવેલું છે (ફ૦ ૫૧).

જરતોસ્તી ગુજારેલાંની લાસને ઠેકાણે પાડવા વીશે આપણી હાલની બાબતને માટે જરૂરનો જે કંઇ ખોલાસો વદીદાદમાંથી મળે છે તે એટલોજ છે. એ ઉપરથી ખુલ્લું દીસે છે કે લાસને ડાટવી નહીં તેમજ બાળવી નહીં, એવો પુરાતન જરતોસ્તીઓમાં છેક વંદીદાદના

જમાનાથી રેવાજ હતો. કેટલાક સાહેબોને કદાચ હીઆં સવાલ ઉઠશે કે આજના જરતોસ્તીઓ લાસને દોખમમાં મુકે છે તેવાં મકાનો બાંધવાનું તો વંદીદાદમાં કશું ફરમાન જણાતું નથી; જે કંઇ બાંધકામ યા બનાવટ કરવા ફરમાવ્યું છે તે તો માત્ર હાડકાંઓનીજ જાળવણીને માટે છે. ત્યારે શું લાસને દોખમામાં મુકવી નારવા છે? આ એક અગતનો સવાલ છે, જેના ઉતર દાખલ આપણ ટુકમાં એટલોજ ખોલાસો કરીશું કે દરેક માણસને જુદું જુદું અસ્તોદાન બનાવવું પડે તો તેમાં છુટો ઘણો ખરચ થાય અને ઘણી જગા રોકાય, તેમજ વળી સાહડી યા કંટાનમાં હાડકાં વીટાળીને પર્વત ઉપર મુકી આવે તો તેમને ફના થઇ જવાનો ઘણો સંભવ રેહે; એટલામાટે રાય કે રંક એ સર્વને માટે એકજ અસ્તોદાન બનાવી રાખવાનું દરૂરત લાગવાથી, અને તેની જોડે વળી લાસને એવી રીતે ગોહવવી કે તે ઉપર પક્ષીઓની આબાદ નજર પડી શકે પણ કુત્રાં વીગેરે પ્રાંણીઓ હાડકાં ઉપાડી જઇ શકે નહીં, માટે એવી તદબીર રચવામાં આવી કે પર્વત ઉપર યા ઊંચી જગા ઉપર સર્વને માટે એક સામાન્ય મકાન બાંધવું, કે જેમાં જેમ અસ્તોદાનની મતલબ સચવાય તેમજ લાસને ડુંગર ઉપર નાંખી આવવાને બદલે પુરતી સંભાળ સાથ આ મકાનમાં મેળી શકાય, જ્યાં તેનો એક ગમથી ભક્ષ થયો કે બીજી ગમથી તેનાં હાડકાંઓ તેમની ઠરાવેલી જગા ઉપર ભેગાં કરી શકાય. પણ આ સાધારણ સમજણ તરીકેના અમારા ખોલાસા છતાં વંદીદાદમાંથી એક ફકરો એવો મળે છે કે જે આપણને દોખમા જેવું કંઇ બાંધકામ કરવાનું સુચવે છે. એક માણસ અથવા કુત્રો ચોમાસાની મોસમમાં પુષ્કળ વરસાદ પડતો હોય તે વખ્તે, યા સખ્ત બરફ પડતો હોય કે પવનનું તુફાન થતું હોય તે વખ્તે, અથવા દીવસે રાતનું રૂપ ધારણ કીધું હોય એવું જબરદસ્ત અંધારૂં થઇ ગયું હોય તે વખ્તે મરણ પામે, અથવા કોઇ એવો સબબ હોય કે જેને લીધે પેલા મરનારની લાસને અવલ મંજલ પુગાડી નહીં શકાતી હોય તો શું કરવું જોઇયે, તેને લગતી બાબત આંઠમી પરગરદમાં આવેલી છે, તેનાં વર્ણનમાં જણાવે છે કે ઉપલા સબબોને લીધે લાસને એક હેલાયદાં ઘરમાં ચોકસ જગા બનાવીને એ દીવસથી એક મહીનો દાહાડો સુધી રાખે, અને પછી વરસાદ નરમ પડે, કાદવ કચરો સાફ થઇ જાય, તુફાન નરમ પડી પક્ષીઓ પાછાં ઉડવા માંડે, ટુંકમાં કશી હરકત નહીં જણાય તે વખ્તે લાસને પેલાં ઘરમાંથી ઉપાડી અવલ મંજલ પુગાડે. આ સઘળી હકીકત ખોલાસાવાર જણાવ્યા પછી એક ફકરો નીચે મુજબનો આવે છે:—

> ૧૦. "જ્યારે પક્ષીઓ ઉડવા માંડે, ઝાડપાન ઉગે, કાદવ કચરો, બરફ ઇત્યાદી દુર થાય (અને) પવન જમીનને સુકવી નાંખે ત્યારે તે માજદયસ્નો તે ઘરને કાપી નખાવે; પછી બે ઘણાજ જોરેમંદ તથા જુવાન માણસો તે (મુવેલાં) ને ઉચકી લઇ જાય, (અને) **આ જમીન ઉપર મટોડીની** (બનાવેલી) **ઇટરડીની અથવા પથરની અથવા છોંયની ઉંચી સપાટ બનાવેલી** જગા **ઉપર તે** (મુવેલાં) **ને નાગું તથા વસ્ત્ર વગર** મુકે, **કે જ્યાંથી તેને કાલબુદ ખાનારા** કુત્રા અથવા કાલબુદ ખાનારાં પક્ષીઓ ઘણાંજ ખચીત જોઇ શકે."—પરગ૦ ૮, ફ૦ ૧૦.

આ ફકરો શું દેખાડે છે? તે ઉપરથી એવું જણાય છે કે લાસને ઉપાડી લઇ જઇને ઇંટ અથવા પથર અથવા છોંયની ઉંચી બાંધેલી પણ સપાટ જગા ઉપર મુકે, તે એવી રીતે કે ત્યાં તે લાસને પક્ષીઓ અથવા કુત્રાઓ અછી રીતેજોઈ ને તેનો ભક્ષ કરે. હવે જો આ રીતનાં બાંધકામ ઉપર લાસને મુકયા પછી પક્ષીઓએ તેને દેખવા અને ભક્ષ

કરવાનો ઉપલા ફકરા ઉપરથી અર્થ ઉઠે છે, તો એ બાંધકામ આપણાં આજનાં દોખમાનું મુળ હોય એમ આપણને સમજ પડે છે; તો જોકે દોખમાનો અસલ અર્થ તદન જુદોજ છે.

## ઙ ૫—સગદીદ.

વંદીદાદના જમાનામાં લાસનો પક્ષીઓની જોડે કુત્રાંઓ પણ ભક્ષ કરતાં હતાં, એવું ઉપલા ખોલાસા ઉપરથી માલુમ પડેછે. પણ આજે તેમ નથી. તેને બદલે આજે એક એવી રસમ જોવામાં આવેછે કે જેનું વંદીદાદમાં ફરમાન દીસતું નથી. આ રીત લાસને કુત્રે-દેખાડવાની છે. જો કે આ બાબત આપણા વીષય સાથ ઘણો અતલગનો સંબંધ ધરાવનારી નથી—કેમકે હીરૉડોટસે એ વીશે કશું કહ્યું નથી—તોપણ લાસને કુત્રાં પાસ પીખી ખવાડવાનું તે જણાવી ગયોછે તે વાતને વંદીદાદનો કંઇ ટેકો છે માટે કુત્રાં સંબંધી વંદીદાદમાં એક બીજી જાણવાજોગ વાત આવેલીછે તે ટુકમાં હીયાં માત્ર સંબંધાર્થે જોઇ જઇશું. વંદીદાદમાં એક ઠેકાણે (પરગ૦ ૮, ફ૦ ૧૪) સવાલ પુછવામાં આવ્યો છે કે જે રસ્તેથી એક કુત્રા અથવા એક માણુસની લાસને લઇ જવામાં આવી હોય તે રસ્તો ક્યારે પવીત્ર થાય? આના ઉતરમાં એક લંબાણ ખોલાસો કરવામાં આવ્યોછે (ફ૦ ૧૫ થી ૨૨), જેનો ટુક સાર એ છે કે તે રસ્તેથી પ્રથમ એક અથોરનાને "યથા અહુ વઇર્યો" અને "કે મના મજદા"ના કલામો ભણતાં ભણતાં જવું, જેમ થવાથી તે રસ્તો પાક થયલો ગણાશે; પણ જો અથોરનાનને જવું નહીં બની આવેતો એક એવા કુત્રાને તે રસ્તેથી બનેતો નવ વખ્ત, અથવા તો છ વખ્ત, અથવા તો ત્રણ વખ્ત લઇ જવો, કે જે પીળા રંગનો હોય, અને જેને ચાર આંખ હોય; અથવા જે સફેદ રંગનો હોય. પણ તેના કાન પીળા હોય. આ રીતે ગુજરેલાંના સંબંધમાં આ સેફતના એક કુત્રાની બીના આવી છે; પણ તે કુત્રાની નજર લાસ ઉપર પાડવા વીશે કશું ફરમાવેલું જણાતું નથી. આપણા ટોળાના કાબેલ એરવદ સાહેબ શેહેરીયારજી દાદાભાઇ ભરૂચા એવું સમજાવે છે કે વંદીદાદની આપણે ઉપર ટાંકી ગયા છીયે તેવી ચોકસ પરગરદોના ચોકસ ફકરાઓમાં જ્યાં લાસ ઉપર કુત્રા તથા પક્ષીઓની નજર પડે એવું આવેલું છે તેમાં કુત્રાના સંબંધમાં તેમ કરવું તે "સગદીદ" કરવા બરાબર છે ("જરતોસ્તી ગુજરેલાંઓની ક્રીયાઓ," સફે ૨૩). પણ આ ઠેકાણે વંદીદાદમાંની એ એરવદેજ ટાંકેલી શાહદત દાખલની પરગરદોના નીચલા ફકરાઓ આપણી પુરતી ખાત્રી સારૂં હીઆં ઉતારી લઇશું, જે ઉપરથી ખુલ્લું જણાશે કે લાસને પ્રથમ કુત્રાં જુએ અને પછી માસ ખાનારાં પક્ષીઓ તેનો ભક્ષ કરે એવી અસલ મતલબ નથી; પણ અસલ મતલબતો એવી છે કે લાસનો ભક્ષ કરવા માટે તેને એવે ઠેકાણે મુકવી કે જ્યાંથી તેને કુત્રા અને પક્ષીઓ બહુ અછી રીતે જોઇ શકે. એરવદ શેહેરીયારજીએ નીચલા ફકરાઓના માત્ર **નંબરજ ટાંકયા છે,** પણ અમે તે ફકરાઓના જરૂર જોગા શબ્દો પણ ઉતારી લઇ અમારી **તકરાર સારી રીતે** સમજાવા માંગીયે છીએ:—

૧ "જ્યાં સુધી **કુત્રો** (તે લાસને) જુએ અથવા **ખાય,"** ઇત્યાદી—વંદી૦ પરગ૦ ૭, ફ૦ ૩.

૨ "જ્યાંથી તે (લાસ)ને **કાલ્બુદ ખાનારા કુત્રા** અથવા કાલ્બુદ ખાનારાં પક્ષીઓ ઘણીજ ખચીતાઇ સાથ જોઇ શકે."— પરગ૦ ૬, ફ૦ ૪૫.

૩ "જો તે નસો **કાલ્બુદ ખાનારા કુત્રા** અથવા કાલ્બુદ ખાનારાં પક્ષીઓથી **નહીં ખવાયલો** (હોય) તો" ઇત્યાદી—પરગ ૭, ફ૦ ૨૯.

૪ "જો તે નસો **કાલ્બુદ ખાનારા કુત્રા** અથવાતો કાલ્બુદ ખાનારાં પક્ષીઓથી **ખવાયલો,"** ઇત્યાદી.—પરગ૦ ૭, ફ૦ ૩૦

૫ "જો તે નસો **કાલ્બુદ ખાનારા કુત્રા** અથવા તો કાલ્બુદ ખાનારાં પક્ષીઓથી," ઇત્યાદી—પરગ૦ ૭, ફ૦ ૩૩.

૬ "પણ અગરજો તે નસો **કાલ્બુદ ખાનારા કુત્રા** અથવા તો કાલ્બુદ ખાનારાં પક્ષીઓથી **ખવાયલો,"** ઇત્યાદી.—પરગ૦ ૭, ફ૦ ૩૪.

૭ "અગર જો **કાલ્બુદ ખાનારા કુત્રાથી** અથવા કાલ્બુદ ખાનારાં પક્ષીઓથી તે નસો **ખવાયલો** (હોય) તો," ઇ૦—પરગ૦ ૮, ફ૦ ૩૬.

આ સઘળી શાહદતો એરવદ શેહેરીયારજીએ ટાંકીછે તેમાંની એકેએકમાં આપણ "કાલ્બુદ **ખાનારા** કુત્રા" એવો વાક્ય વાંચીયે છીયે, જે ઉપરથી ચોકસ ઠરે છે કે લાસનો પક્ષીઓ જોડે કુત્રાઓ પણ ભક્ષ કરતા હતા; અને ઉપલા દાખલાઓમાં ના૦ ૧ લા વાળા ફકરામાં લાસને કુત્રાએ "જોવાનો" જે શબ્દ આવ્યો છે તેતો ભક્ષ કરવા સાથ તાલુકો રાખનારો છે, કેમકે તેમાં તુરતજ લખ્યુંછે કે "જુએ **અથવા** ખાય." વળી ના૦ ૨ જા વાળા દાખલામાં જોવાનીજ મતલબ આવેછે તેબી એવા કુત્રાએ જોવાનું લખ્યું છે કે જે કાલ્બુદ ખાનારે કુત્રો છે. હવે આ "જોવા"ના શબ્દ ઉપરથી આપણા એરવદ લાસને કુત્રાને દેખાડવાના આજના રેવાજની સમજણ આપેછે તે ચોકસ લાગતી નથી. આ ઠેકાણે એક બીજા અગતના ખોલાસાની જરૂર જોઇયે છીયે અને તે આગળ ટાંકી ગયલા ફકરાઓ (પરગ૦ ૮ મીના ફ૦ ૧૬ થી ૨૨) માં કુત્રાની જે સેફત આપીછે તે વીશે છે. તેમાં આપણે જોયું છે કે લાસ જે રસ્તેથી ગઇ હોય તે રસ્તેથી પીળા રંગના અથવા પીળા કાનવાળા સફેદ રંગના એવા કુત્રાને ચલાવી લઇ જવો કે જેની **ચાર ચશમ** હોય. આ ચાર આંખને માટે અવસ્તામાં ખુલ્લો શબ્દ "ચથ્રુ ચષ્મ" આવેલો છે. આ એક ભેદ ભરેલો શબ્દ છે; કેમકે કુત્રો તો શું, પણ કોઇબી પ્રાણી કે પક્ષી કે માછલી ચાર આંખ ધરાવનારાં આજ સુધી વીદ્યાએ શોધી આપ્યાં નથી; તો વંદીદાદના વખ્તમાં **ચાર આંખવાળો કુત્રો** કયાંથી હોય? એરવદ શેહેરીયારજીએ આ વીશે કશો ખોલાસો આપ્યો નથી, તેમજ હાઉગ કે સ્પીગલ, વેસ્ટર્ગાર્ડ કે ગેલ્ડનર, વેસ્ટ કે ડાર્મેસ્ટેટે, હાર્લે કે ડુપેરોં, આંમાંના એકેબી આ ભેદ ભરેલાં પ્રાણી વીશે આપણને કોઇ પણ જાતનો ખોલાસો આપવાની તજવીજ કીધી નથી. પણ હાલ પ્રોફેસર ગાઇગરે એ ભેદ ભરેલાં પ્રાણીની સમજણ આપવાની કોશેશ કીધી છે, જે અમોને તો બીજો વધારે મોતેબર ખોલાસો મળી આવે તેટલાં માનવાજોગ લાગેછે. આ વીદ્વાન એક અસલ વેદીક દંતકથાને આધારે એવું સાબેત કરવા માંગે છે કે આ ચાર આંખનો એક કુત્રો તે અસલમાં બબે આંખનાં બે કુત્રાઓને બદલે છે. યમ દેવતાના બે કુત્રાઓની હકીકત રીગવેદમાં આવેલી છે, જેઓ તેના દુત દાખલ જમરાજાની પુઠે જાય છે. બેહેસ્તના દરવાજાના માર્ગની તેઓ ચોકી કરે છે, તથા જમરાજા તેમને એક માણસ મરણ પામતાંજ તેનાં જીવને ઇનસાફને થકી પોતાની અગળ ખેંચી લાવવા માટે મોકલાવે છે ("ઉગમણ તરફનાં અસલી ઇરાનીઓમાં સુધારો," દફ૦ ૧, સફે ૮૬). આ ઉપરથી ગાઇગર સમજાવે છે કે આ પુરાણી દંતકથા વેદીક આર્યનો જોડે ઇરાનીઓ વસતા હતા ત્યારે તેમણે પણ ખબર હતી, પણ પાછળથી તેઓ એ દંતકથા ભુલી ગયા, અને અવસ્તાના જમાનાનાં લોકોને તેની ખબર નહીં રહ્યાથી આ બે કુત્રાને બદલે ચાર આંખનો એક કુત્રો તેઓએ કલ્પ્યો (સફે ૮૭). પણ આ બાબતમાં ગાઇગર તદન ફતેહમંદ જણાતો નથી. અવસ્તાનાં જમાનામાં બેહેસ્તના માર્ગની ચોકી રાખનારા કુત્રાઓની પુરાણી દંતકથા ભુલી જવાઇ હોય એમ નથી, કેમકે ખુદ વંદીદાદ ઉપરથીજ આપણને તે કુત્રાઓની વાત આ રીતે જાહેર થાય છે:—"પશુઓની અને મોહોલાઓની પાસબાની કરનારા, લાસનો ભક્ષ કરનારા વીગેરે કુત્રાને મારનાર ધણી

એક એવું પાપ કરે છે કે તેનાં મરણ પછી તેનાં રવાનને બેહેસ્ત મળતું નથી અને" (તે કુત્રાને મારનાર શખ્સનાં) "મરણ પછી (ચીન્વત) **પુલની ચોકસી કરનારા બે કુત્રા** પણ તેની સંગત નથી કરતા, (તેથી તેનું રૂઆન) (પેલી) જેહાનમાં પોકારતું તથા દુઃખી રેહે છે" (વંદી૰પરગ૰ ૧૩, ફ૰).

લાસને કુત્રું દેખાડવાનું જે કંઇ છે તે માત્ર પેહેલવી પુસ્તકોમાં, અને અગત કરીને "શાયસ્ત લાશાયસ્ત" નાં ૩ જાં અને ૧૦ માં પ્રકરણોમાં છે.

## § ૬. લાસને ડાટવાની મનાઇ.

લાસને કેવી રીતે અવલમંજલ પોંહોંચાડવી જોઇયે, અને માસનો ભક્ષ થવા પછી હાડકાંનો કેવી રીતે નીકાલ આણવો જોઇયે, તે એક વાર ધ્યાનથી સમજમાં ઉતાર્યા પછી કોઇબી ધણી કહી શકશે કે જરતોસ્તીઓની લાસને ડાટવાનું વંદીદાદમાં ફરમાન આવેલું હોયજ નહીં. અને ખરેખર એવું કશું ફરમાન છેજ નહીં. હીરૉડોટસ આપણને એકથી વધારે ઠેકાણે એવું કેહે છે કે ઇરાની પાર્સીઓ પોતાની લાસને "મીણ ચોપડીને જમીનમાં ડાટતા હતા." અને તે આપણને દાખલો આપે છે કે યુનાન ઉપર ચહડાઇ લઇ જતી વેળા એકેન્થૉસની નેહેરનાં બાંધકામનો વડો અર્તાચીઇસ, કે જે એકીમીન્યન વંશનો હોવાથી પાદશાહનો બેશી થતો હતો, તે મરણ પામ્યાથી તેની લાસને ભારી આદરમાન સાથ "ભુમીદા" કરવામાં આવી હતી (દફ૰ ૭, પ્ર૰ ૧૧૭). હીરૉડોટસને આ ખબર તદન ખોટી મળેલી છે અને તેનું ખોટારૂં નીચલા ફકરાઓ ઉપરથી પુરેપુરૂં માલુમ પડી આવે છે.

વંદીદાદ મુજબ જરતોસ્તીઓ માણસ યા બીજાં હરકોઇ પ્રાણીનાં મરણ પછી તેનાં કાલ્બુદને નસો ગણેછે, અને એ નસો તેમની નજરમાં એટલોતો ખરાબી ભરેલો જણાય છે કે તેને અડકનાર ધણી પણ ચોકસ જાતનો તકસીરવાર ગણાયછે, અને તેની એ તકસીરને માટે તે ધણીને પ્રાયશ્ચીત ફરમાવેલી છે (પરગ૰ ૮, ફ૰ ૧૦૧ થી આગળ). ખુદ જીવતાં માણસનાં શરીર ઉપરના બાલ તથા નખો વીગેરે વસ્તુઓ ઉતારી હોય તો તે પણ નસો ગણાય છે, અને તેને ઠેકાણે પાડવાનાં ચોકસ ફરમાનો આવેલાંછે (પરગ૰ ૧૭, ફ૰ ૪ થી ૯). હવે આવા નસા વડે આતશ, પાણી કે જમીનને ખરાબ નહીં કરવાં એ મુખ્ય ફરમાનો છે, જે મુજબ નહીં ચાલનાર ધણીને ભારી સજા ફરમાવેલી છે. હવે જો માત્ર બાલ અને નખ જેવી વસ્તુઓ નસો હોવાથી નજીસાત પેદા કરી શકેછે, તથા તેમને ઘટતી રીતે સાફ નહીં કરનાર ધણી વંદીદાદમાં ગોયા દુખદર્દને ઇજનારો ગણાયો છે (પરગ૰ ૧૭, ફ૰ ૧ થી ૩), તો મુવેલાં કાલ્બુદનો ઘટતી રીતે નીકાળ નહીં આણવાથી કેટલી બધી ખરાબી થાય, અને તેવી ખરાબી જાણી જોઇને કરનાર ધણી કેટલો બધો તકસીરવાર ગણાય, તે સેહેજમાં વીચારી શકાશે. આ કાલ્બુદ અથવા લાસને ઠેકાણે પાડવાની જગા આતશ નથી, તે આપણે આગળ જોઇ ચુક્યા છીયે; તેમજ તે જગા પાણી નથી, એમ પણ આપણે ઉપર જોયુંછે; એજ રીતે લાસને ઠેકાણે પાડવાની જગા જમીન પણ નથી. એ વીશે હીઆં આપણે બોલવું છે. મજદયસ્ની દીનનો ફેલાવો ખેતી કીધાથી થાયછે, એવું આપણ આગળ ચાલતાં વંદીદાદને આધારે જોઇશું અને તેટલામાટે આપણી પૃથ્વી જો કોઇબી ચીજથી બહુજ ખુશી થતી હોયતો તે ખેતી છે, એમ આપણે આગળ જોયુંછે (સફે ૪૦). એ મુજબ જો જમીન કોઇબી ચીજથી બહુજ નાખુશ થતી હોય તો તે તેમાં ડાટેલા નસાથી છે. હવે નસો ડાટવો અને ખેતી કરવી એ બે એકેકથી ઉલટાં કાંમો છે, જેમાંનું છેલું કાંમ કરવું તે જરતોસ્તી મજહબનો ફેલાવો કરવા બરાબર છે. એ રીતે ત્યારે નસાને ડાટવો તે જરતોસ્તી ધર્મના

ફેલાવાનો અટકાવ કરવા બરાબર છે, માટે એવાં કાંમને એ મજહબમાં ઉતેજણ મળે એ કેવળ અકલથી ઉલટું છે. જે જગા ઘણી સાંકડી ખીણવાલી હોય, જ્યાં પાણી ભરાઇ રહેતું હોય અને પછી તે ગંધીલું થઇ વાસ મારે, તેમાંથી બદબો નીકળે ને રોગ પેદા કરનારો વરાળ આસપાસ વીખરાઇ જાય, અને પડોશમાં વસનારાં લોકોમાં તાવ વીગેરે રોગો પેદા કરે, તેવી જગાથી આ રસાળ પૃથ્વી નાખુશ છે (પરગ૦ ૩, ફ૦ ૭); તથા વળી જે જગા ઉપર મરણ પામેલાં માણસને તથા કુત્રાંને ડાટવામાં આવતાં હોય તે જગા પણ ઘણીજ નાખુશ છે (ફ૦ ૮). પણ હીરોડોટસનાં ખોટાં લખાણનો ખરેખરો સીધો જવાબ તો આ ફકરામાં સમાયલો છે:—

"હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આ જમીનની ત્રીજી કહી (જગા) ઘણીજ ના ખુશાલ (છે)? ત્યારે હોરમજદે કહ્યું કે જે (જમીન) ની ઉપર ખચીત (માણસો) ઉપરથી બાંધેલાં દખ્માં (યાને ઘોર-કબર) ઘણાંજ બનાવે (અથવા બાંધે), જેની અંદર મુવેલાં માણસોને મુકેલાં હોય"—પરગ૦ ૩, ફ૦ ૯.

આ ઉપરથી માલુમ પડે છે કે લાસને જમીનમાં ડાટવી તેમજ તે ઉપર કબર કરી લેવી, એથી જમીન બહુંજ દુઃખી થાય છે, કેમકે તેથી અનાજની ખેતી થઇ શકતી નથી, લાસો તથા કબરોથી રોકાઇ ગયલી જગા ફોકટ જાય છે, અને જમીનમાં તે લાસના નસા વડે ખરાબી• પંથરાવાનો સંભવ રેહે છે. જે ઘણી ઊંડા ખાડાઓને પુરી નાંખે છે તથા સપાટ કરી દે છે (ફ૦ ૨૨), તથા પાણી વગરની જગા ઉપર પાણી લાવીને, અને પાણી વાળી જગા કરીને તે ઉપર ફળ ફળાદીનાં ઝાડો રોપે છે તથા અનાજ અને ઘાસ ચારો ઉગાડે છે (ફ૦ ૨૩), તે ઘણી જમીનને બહુજ ખુશહાલ કરે છે. પણ જમીન સર્વથી પેહેલાં ખુશહાલ થાય છે તે તો તેમાં ડાટેલી લાસને ઉખેડી કહાડવાથી છે:—

૧૨ "હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! કીયો શખ્સ (અથવા કોણ) પેહેલાં (અથવા પેહેલી મરતબે) આ જમીનને ઘણીજ ખુશી સાથે ખુશહાલ કરે છે? ત્યારે હોરમજદે કહ્યું કે જે (જમીન) ની ઉપર મુવેલા કુત્રાને તથા માણસને ડાટેલાં હોય (તેઓને) ખચીત ખોદી કાહાડે (તે શખ્સ આ જમીનને ઘણીજ ખુશી સાથ ખુશહાલ કરે છે)."

૧૩ "હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! કીયો શખ્સ બીજી મરતબે આ જમીનને ઘણીજ ખુશી સાથે ખુશહાલ કરે છે? ત્યારે હોરમજદે કહ્યું કે જે (જગા) ઉપર મુવેલાં માણસોને મુકેલાં હોય તેની ઉપરની બુલંદ બાંધેલી (અથવા ઘેરી લીધેલી) ઘોરને જમીનદોસ્ત (યાને ભોંય બરાબર) કરી નાંખે (તે શખ્સ આ જમીનને ઘણીજ ખુશીસાથે ખુશહાલ કરે છે."— કાંગાનો વંદીદાદ; પરગ૦ ૩, ફ૦ ૧૨-૧૩.

આ રીતે જોતાં ખેતી કરવાથી તેમજ જમીનમાંથી ડાટેલી લાસને બાહેર કહાડવાથી, તથા વળી બાંધેલી કબરોને ખણી કહાડવાથી જમીન ખુશહાલ થાય છે, અને તેને ખુશહાલ કરવી તે ખેતીનો વધારો કરવા અને તેટલામાટે મજદયસ્ની ધર્મનો ફેલાવો કરવા બરાબર છે. ત્યારે હખામની ઇરાનીઓ લાસને મીણ ચોપડીને ભુમીદા કરતા હતા એમ કેહેવું કેટલું બધું હડહડતું જુઠાણું ગણાય? પણ એટલુંજ નથી—લાસને જરતોશ્તીઓએ જમીનમાં ડાટવી નહીં, એટલુંજ તેમને ફરમાન નથી; પણ જો કોઇ ઘણીએ એ પાપી કામ કીધું

હોય અને તે પછી જો તે ૭ માસની મુદતમાં (ફ૦ ૩૬) અથવા બાર માસની મુદતમાં (ફ૦ ૩૭) પાછી ખણી નહીં કાહાડે તો તે કામબી એક એવું પાપનું ગણાય છે કે તે માટે તેવા ધણીને વાસ્તે ૧૦૦૦ થી ૨૦૦૦ સુધીનાં નાશકારક જાનવરો મારી કાહાડવાની સખ્ત મજુરીની સજા ફરમાવેલી છે; અને જે કોઇ એક લાસને જમીનમાં ડાટયા પછી બે વરસની મુદત સુધીમાંબી તેને બાહેર ખણી કાહાડતો નથી તો તે એક એવી મોટી તકસીર કરે છે કે જે માટે એવી કોઇબી સજા નથી, કે જેથી તેની તે તકસીર યાને પાપનું નીવારણ થઇ શકે (ફ૦ ૩૮–૩૯). પણ આ અનીવાર્ય પાપ માત્ર માજદયરનાનને માટેજ છે; કેમકે જો કોઇ જુદદીન એ જાતનું પાપ કરે અને પછી જો તે ધણી મજદયસ્ની ધર્મમાં આવી તેવું કામ ફરીને નહીં કરે તો તેનું એ પાપ કપાઇ જાય છે (ફ૦ ૪૦). જો કોઇ લાસ જમીન ઉપર પડી હોય તો ખોરશેદના પ્રકાશમાં તે લાસવાળી જમીન એક વરસની મુદતબાદ પાછી સ્વચ્છ અને પવીત્ર થાય છે (પરગ૦ ૭, ફ૦ ૪૬); જો જમીનમાં લાસ ડાટેલી હોય તો તે જમીનને આગળની પેઠે પાકીજગી ભરેલી થતાં ૫૦ વરસની મુદત જોઇયે છે (ફ૦ ૪૮); જો જમીન ઉપર લાસને મેળીને કબર બાંધી લીધી હોય તો તે કબરની ભાગ તુટ થઇને તે ખાક સાથ મળી જાય ત્યાં સુધી તે જમીન પવીત્ર થયલી ગણાય નહીં (ફ૦ ૫૦). એ સઘળાં કારણોને માટે ઉપલાજ ફકરાની શેવટે હોરમજદ જરતોસ્તને આ વચનો કેહે છે:—

"અએ સૌથી પવીત્ર જરતોસ્ત! હાડમંદ દુનિયાની આ કબરોમાંની દરેકને જમીનદોસ્ત કરી નાંખવામાટે તારે (માણસ જાતને) તાકીદ આપવી જોઇયે."

અને આમ કબરોને જમીનદોસ્ત કરી નાંખનારને ફાયદો એ છે કે તેણે પોતાનાં આગળાં પાપો માટે પોતાનાં મને, વચને, અને કામે તોજેશ કીધેલી ગણાય (ફ૦ ૫૧).

હવે આ મુજબ કબરો તોડવાનું અને ગોરોમાંથી લાસને ખોદી કાહાડવાનું કારણ ઘણું મોતેબર છે તે વીશે અમે ઉપર ઇશારો કરી ગયા છીયે. જમીનમાં લાસને ડાટવાથી થતી ખરાબીઓ આજની સુધરેલી પ્રજાઓ કબુલ રાખેછે અને વીદ્વાન તબીબો પોતાનાં દફતરોમાં એ ખરાબી વીશે જાબજા લખી જાયછે. આજની વીદ્યા પોતે આ રીત પસંદ કરતી નથી, તો જો કે વીદ્વાનો લાસને ડાટવા વીના બીજો માર્ગ જોઇ શકતા નથી. પણ હાલમાં એક નવો વર્ગ ઉભો થયોછે જે લાસને ડાટવાને બદલે બાળવાનું પસંદ કરેછે, અને તેથી બહુ થોડી ખરાબી થતી માને છે. લાસને ડાટવાથી થતી ખરાબીઓ આજની વીદ્યા ગમે તેવી રીતે સમજાવે, પણ વંદીદાદમાં તે બહુજ અછી રીતે સમજાવેલી છે:—

૫૫ "હાડમંદ મુલુકોના અએ અશો પેદાકરનાર! દેવ કયાં છે? દેવને ઇજનારો ક્યાં (છે)? દેવોનું સાથે દોડવું ક્યાં (છે)? દેવોનું સાથે મળવું ક્યાં (છે)? પચાશથી તે શો ગણા, શોથી તે હજાર ગણા, હજારથી તે દશ હજાર ગણા, તથા દશહજારથી તે અગણીત ગણા દેવો સાથે કયાં દોડે છે?

૫૬ "ત્યારે હોરમજદે કહ્યુંકે અએ સૌથી પવીત્ર જરતોસ્ત! આ કબરોમાં, કે જે આ જમીનની ઉપર બુલંદ બાંધેલી છે, જેની અંદર (યાને તે કબરોમાં) મુવેલાં માણસોને (લોકો) મુકેછે, ત્યાં (યાને તે કબરોમાં) દેવ છે, ત્યાં દેવને ઇજનારો (છે), ત્યાં દેવોનું સાથે દોડવું (છે), ત્યાં દેવોનું સાથે મળવું (છે), ત્યાં પચાશથી તે શો ગણા, શોથી તે હજાર ગણા, હજારથી તે દશ હજાર ગણા, દશ હજારથી તે અગણીત ગણા દેવો સાથે દોડે છે.

૫૭ "અએ સૌથી પવીત્ર જરતોસ્ત! જે પ્રમાણે કે આ હાડમંદ દુન્યામાં તમો જેઓ માણુસો સ્વાદદાર ખોરાક તૈયાર કરો છો (યાને રાંધોછો) તથા સ્વાદદાર ગોસ્ત ખાઓછો તે પ્રમાણે આ કબરમાં એઓ કે જેઓ દેવ (છે તેઓ) ખાય છે તથા સાથે એશકબાજી કરેછે, (જેમ) આ કે જેઓ માણુસો ખાયછે (તથા) રેહેછે.

૫૮ "કારણ કે જ્યાં સુધી તે બદબો નીકળે છે ત્યાં સુધી દેવોની તે ખુશી છે. આ કબરોમાં ગલીચાઇ તથા બીમારી તથા તાપ તથા નાપાકી (અથવા ગંધવાડ), તથા તાહાડયો તાવ, તથા ધ્રુજરી, તથા પુષ્કળ (અથવા ઘણા વખ્તનાં પડી રહેલાં) હાડકાં (તથા) બાલ સાથે એકઠાં થાય છે. બામદાદના ઝઝકલાંના વખ્તથી તે કબરોમાં માણુસ ઘણાજ નાશકારક થાય છે (યાને સહવારના વખ્તથી તે સુર્ય અસ્ત પામે ત્યાંસુધી તે કબરોમાં દેવોનો ગલબો નાબુદ થાયછે)."—કાંગાનો વંદીદાદ, પરગ૦ ૭, ફ૦ ૫૫ થી ૫૮).

આ લંબાણ ઉતારા ઉપરથી ખુલ્લું જોવાનું છે કે કબરો રોગ અને મરકીનું ધામ છે, તેઓથી ઘણી ખરાબીનો ભય રેહે છે, તેઓથી જમીન લાંબી મુદતસુધી બીગડેલી અને તેટલામાટે નાખુશ રેહે છે. અને એવું સઘળું છતાં ઇરાની પાર્સીઓ પોતાની લાસને જમીનમાં ભુમીદા કરે એ કેવળ અશકય છે. હીરૅાડોટસને આ બાબતમાં કોઇએ કેવળ ખોટી ખબર આપેલી ચોકસ જણાય છે. તેણે આમ જેઓનેમાટે લખ્યું છે તેઓ કદાચ હખામની ઇરાનીઓને બદલે કોઇ બીજી પ્રજા હોય. વંદીદાદના જમાનામાં—બલકે તેનીબી આગમજ—લાસને કેટલાકો દાટતા હતા અને કેટલાકો બાળતા હતા, તે પેહેલી પરગરદ ઉપરથી ખુલ્લું માલુમ પડે છે. પણ તે કામો તરફ તેમાં ખુલ્લો ધીક્કાર બતાવવામાં આવેલો છે અને તેમને પાપ ગણેલાં છે (પરગ૦ ૧, ફ૦ ૧૩ તથા ૧૭). પણ અમે ઉપર આપેલા લંબાણ ઉતારા ઉપરથી એક બીજી બાબત જોવાની છે તે એકે કબરોમાં લાસ કોહી જવાથી જે ખરાબીઓ—રોગો, દર્દો, વીગેરે—પેદા થાય છે તેમને વંદીદાદમાં દેવ ગણ્યા છે, અને તેમનું રેહેઠાણ આ કબરોને ગણી છે, તથા આ કબરો બનાવનારા અને તેમાં દાટનારાઓને દેવને ઇજનારા, યાને કે દુ:ખદર્દનો ફેલાવો કરનારા કહ્યા છે. એ રીતે ત્યારે જરતોસ્તી મજહબ મુજબ જેઓ દેવ ગણાય છે તેઓ જાતજાતની ખરાબીઓ પોતે, તેમજ તેમને જન્મ આપનારા અને ફેલાવો કરનારા ઘણીઓ છે. ૫૮ મો ફકરો ખુલ્લું દેખાડે છે કે ગલીચી, બીમારી, તાપ, બદબો, તાહાડયો તાવ, ધ્રુજરી, ઇત્યાદી સઘળાંનું મથક કબરો હોય છે, અને ત્યાં દેવો વસે છે, માટે તે દેવો એજ સઘળી નાપાકી છે.

## ૬ ૭. મીનર્વાદેવી. ફરોહરો.

"......જર્કસીસ આ (સ્કેમેન્ડર) નદી તરફ આવી પુગ્યો ત્યારે તે જગાની તપાસ લેવાની ઇછાથી પ્રાયમના કીલ્લા ઉપર ચહડયો. ધ્યાનથી તપાસ લઇને અને તે વીશે સંતોષ પામીને તેણે ત્રોજન લોકોની મીનર્વા દેવીને ૧૦૦૦ બળદોનો ભોગ આપવાનો હુકમ કીધો, અને એજ વખતે માજી લોકોએ પેહેલવાનોનાં ફરોહરોને માટે દારૂ જમીન ઉપર રેડવાની ક્રીયાનો હુકમ આપ્યો"—દફતર ૭, પ્ર૦ ૪૩.

હીરૉડોટસે ઉપલા ફકરાની શરૂઆતમાં એક નવો બુટ્ટો જગાડયો છે. મીનર્વા દેવી યુનાનીઓ અને ત્રોજન લોકોની હતી તેને જર્કસીસ જેવો એક દીનચુસ્ત જરતોસ્તી પાદશાહ માન આપે અને સંતોખે એ કેવળ નહી બને એવું છે. એ બાબતમાંબી હીરૅાડોટસને કોઈએ ભમાવ્યો હશે એમ આપણુ ધારી શકત; પણ આ ઠેકાણે તે તેમજ તેને ખબર આપનારાએ જર્કસીસનાં એક કામને બીજું કામ ગણીને માત્ર ઠગાયા છે, બાકી તેઓ કેવળ ખોટા હોય

એમ દીસતું નથી. મીનર્વા દેવી ડાહપણની દેવી છે—તે બીજી ઘણી ખુબીઓ ધરાવે છે તેમાંની મુખ્ય ડાહપણ છે. પણ તેવીજ એક સ્ત્રી ઇઝદ જરતોશ્તી એતેકાદમાં પણ જાણીતી છે. તે દીન અથવા ચીસ્તી ઇઝદ છે. તેણીની આરાધના જરતોસ્તે પોતે કીધી હતી એવું અવસ્તા ઉપરથી જણાય છે. અને તેમજ જર્કસીસ પાદશાહે પણ તેણીની આરાધના કીધી હોય તો નવાઇ નથી. આ ચીસ્તી ઇઝદ અને મીનર્વા દેવી ઘણી બાબતોમાં એક મળતી જણાય છે, માટે ચીસ્તીની આરાધના તે હીરૉડોટસે મીનર્વાની આરાધના સમજવામાં ભુલ માત્ર કીધેલી દીસેછે, અને તેના ઉપલા ફકરામાં ભુલ માત્ર એટલીજ છે. બાકી જર્કસીસે મીનર્વાને બદલે ચીસ્તીની સ્તુતી નહી કીધી હતી એમ માનવાને કશું કારણ નથી. ચીસ્તી તે ડાહપણ છે. જરતોસ્તે તેની સ્તુતી કીધી, યાને પોતે ડાહપણ ઇચ્છયું અને તે તેને મળ્યું. તે ડાહપણને માર્ગે ચાલીને તેણે એક ખોદાને પીછાન્યો અને નવો સુધારેલો ધર્મ જાહેર કીધો. અવસ્તામાં કેહેછે કે ચીસ્તી ઇઝદ "પવીત્ર હુનરવાળી, બુલંદ વખણાયલી, શેતાબ કામ કરનારી" છે (દીન યશ્ત, ફ઼૦ ૧). ચીસ્તીથી મળતા ફાયદાઓ સઘળા ડાહપણ, જ્ઞાન, બુદ્ધી મનશક્તી અને કળાકૌશલ્યને લગતા છે, તે નીચલા ઉતારા ઉપરથી જણાશે:—

૨. "જેને જરતોસ્તે ઇજી (અને બોલ્યો કે):—'અએ હોરમઝદની પેદા કીધેલી, પવીત્ર અને અતીશે સાચી ચીસ્તી ઇઝદ, તું તખ્ત ઉપરથી ઉભી થા; તું મકાનમાંથી બાહેર આવ; અગરજો તું મારી અગાડી હોયતો મારેવાસ્તે થોભ, અગરજો તું મારી પછાડી હોયતો મને આવી મલ.

૩. " 'કે જેથી કરી દરેક ઠેકાણે સલાહ સંપજ થાય, તેમજ તે (દીનના) ફાયદા, શીખામણ, સખુન અને વીચારને લીધે માર્ગો સારી મઝબુતીવાળા, પાહાડો પોતાની મેળે ભેટ લેવાઇ શકાય તેવા, જંગલો સારી રીતે પસાર થવાય તેવાં, અને પાણી સેહેલાઇથી વાહાણ પાર થઇ શકે તેવાં થાય."— યશ્ત બા માએની; દીન યશ્ત, ફ઼૦ ૨—૩.

પણ એમ છતાંબી જર્કસીસે અગરજો મીનર્વા યાને ચીસ્તી ઇઝદને ૧૦૦૦ બલદોના ભોગ આપ્યા હોય તો તે નવી વાત ગણાય; કેમકે ચીસ્તી ઇઝદને જરતોસ્તે કશા ભોગો આપ્યા ન હતા, અને બીજા ઇઝદોની પેઠે ચીસ્તીને ભોગો આપવામાં આવેલા હોય એવું અવસ્તા ઉપરથી પણ મુદલ માલુમ પડતું નથી. માટે ઉપલા બલદો તે માત્ર જર્કસીસની યુનાન ઉપર ચહડાઇ લઇ જતી ફોજના ખોરાક માટે કપાયલાં જાનવરો હશે એમ લાગે છે.

## ૬ ૮—ફરોહરોની યાદ.

"માજી લોકોએ પેહેલવાનોનાં ફરોહરોને માટે જમીન ઉપર દારૂ રેડવાનો હુકમ આપ્યો," એવા હીરૉડોટસના ભેદ ભરેલા વાક્ય ઉપરથી આટલું તો સીદ્ધ થાય છે કે ફરોહરો વીશે હખામની પાર્સીઓમાં કંઇક ખ્યાલ હતો ખરો, અને તેઓ તેમને પીછાનતા તથા આરાધતા હતા ખરા. દારાયસ હીસ્તાસ્પીસ અને બીજા હખામની પાદશાહોએ ઇરાનમાં ઊંચા પર્વતો ઉપર બનાવેલાં અસ્તોદાનોની દેવાલો ઉપર પાદશાહનાં ચીત્ર સાથ એક પાંખસાથની પાદશાહનાં જેવીજ બીજી શીકલ હવામાં ઉડતી જણાય છે. આ પાંખ સાથની શીકલ તે પાદશાહનું ફરોહર મનાય છે. અને એ બીના જો ખરી હોય તો હખામની વખ્તમાં ફરોહરો સંબંધી પુરેપુરી નહી તોપણ ઘણી સારી સમજ લોકો ધરાવતા હતા એવું માલુમ પડે છે. અવસ્તામાંથી ફરોહર વીશે જે ખોલાસો મળે છે તે ઉપરથી એવો અર્થ અથવા સમજણ ઉપજાવી શકાય છે કે માણસને સારો માર્ગ દેખાડનારી તે

એક અણદીઠ શક્તી છે, અને તે તે માણસનો અસલ નમુનો હોવાથી તે તેની સાથેજ રેહે છે. ફરોહર હૈયાત માણસનાં હોય છે, તેમજ તે મરણ પામેલાંઓનાં પણ હોય છે, તથા વળી હવે પછી જન્મ લેનારનાં પણ ફરોહર હોય છે. એટલુંજ નહી પણ વળી તે નીર્જીવ વસ્તુઓનાં પણ હોય છે (ઇજસ્ને, હા ૨૪, ફ૦ ૫). પણ વળી ફરોહરો જેમ પશુઓનાં હોય છે તેમજ તે હવામાંનાં પક્ષીઓનાં અને પાણીમાંનાં માછલાનાં પણ હોય છે. (ફરવરદીન યશ્ત, ફ૦ ૭૪). ટુકમાં ફરોહર દરેક જાનદાર તેમજ નીર્જીવ પદાર્થનાં હોયછે. અવસ્તા મુજબ ખુદ પેદા કરનાર હોરમજદનું પણ ફરોહર છે (વંદી૦ ૫રગ૦ ૧૯, ફ૦ ૧૪; ફરવર૦ યશ્ત, ફ૦ ૮૦), તેમજ અમશાસ્પંદો અને ઇજદોનાં પણ ફરોહરો છે. આખી ફરવરદીન યશ્ત ફરોહરોની ખુબીઓથી અને નામીચાં સ્ત્રી પુરૂષોનાં ફરોહરોની આરાધના અથવા યાદથી ભરપુર છે. ઇજસ્નેના મજકુર ફકરા ઉપરથી તેમજ બીજા આધારો (ફરવર૦ યશ્ત, ફ૦ ૧) ઉપરથી જણાયછે કે સર્વ ફરોહરોમાં પવીત્ર માણસો વીગેરેનાં ફરોહરોની જાબજા વખાણ થઇ છે. ફરોહરોને મદદને માટે બોલાવવામાં આવે છે, અને તેઓ ઘણુંકરીને નેક માણસનાંજ ફરોહરો હોય છે. પવીત્ર લોકોનાં આ ફરોહર જોરાવર, કુવતમંદ અને નુરવાળાં હોય છે (ફ૦ ૧). વળી તેઓ ખુશીભરેલાં અને મદદ આપનારાં હોય છે, અને તેઓએ ખુદ હોરમજદને પોતાને મદદ આપી હતી (ફ૦ ૧). તેમની મદદથી હોરમજદે આસમાન કેજે "જમીનની આસપાસ ફરી વળેલો છે" તેને અધર રાખ્યો છે (ફ૯ ૨). તેજ મીસાલ વળી આપણી પૃથ્વી અધર રહી છે, અથવા અવસ્તાના શબ્દોમાં "નીભી શકી છે," તેબી ફરોહરોનીજ મદદથી છે (ફ૦ ૯). વળી એજ ફરોહરોની મારફતે માતાનાં પેટમાં બાળક સઘળા અવયવો સાથનું આખું બને ત્યાં સુધી તકી શકે છે અને જીવતું રહી શકે છે (ફ૦ ૧૧). ફરોહરોની મદદથીજ પાણી અખુટજથામાં વેહે છે, ઝડપાન જમીનમાંથી ઉગે છે, તથા પવન જોશમાં ફુકે છે (ફ૦ ૧૪). પણ એટલામાંજ તેમની સઘળી ખુબીઓ આવી ગઇ નથી. એજ પવીત્ર ફરોહરોની મદદને લીધે આફતાબ અને માહતાબ અને સેતારાઓ "પોતપોતાને રસ્તે ફરે છે" (ફ૦ ૧૬). આ આકાશી ગોલાઓ ઉપરાંત "બેશુમાર રોશનીઓ" નેબી આ ફરોહરોએ ફેરી ફરવાના ખરા માર્ગ બતાવ્યા છે (ફ૦ ૫૭), તથા "હમણા તેઓ તે ભલી કેયામતના છેડાને પોંહોંચવાની ઇછાથી નહીં છેડો આવે એવા રસ્તામાં ફરે છે." (ફ૦ ૫૮). તેમનાથીજ સાતે સેતારાવાળા હફતરંગ નક્ષત્રને અધર રેહેવાનો આધાર મળ્યો છે (ફ૦ ૬૦). ઉપલા ૨ જા, ૧૬મા, ૫૭મા, ૫૮મા અને ૬૦મા ફકરાઓમાંથી જે મતલબ ઉઠે છે તે ઉપરથી ચોકસ જણાય છે કે ફરવરદીન યશ્ત બની તે વખ્તના જરતોસ્તીઓને પુરતી ખબર હતી કે આફતાબ, માહતાબ અને સેતારાઓ ગોળ છે અને તેઓ ગોળ ચક્રમાં ફરે છે, અને તેમના ફરવાના રસ્તા મુકરર કરી આપેલા છે, અને તેઓ ઉપરાંત બીજીબી બેશુમાર રોશનીઓ યાને નહીં ગણત્રી થઈ શકે એવા બારીક અને બહુ દુર હોવાથી નજરે પણ નહીં પડી શકે એવા અસંખ્યાત સેતારાઓ છે, જેમના પણ ખરા માર્ગો ઠરાવેલા છે, અને જેઓ નહી છેડો આવે એવા રસ્તામાં ફરેછે. અસલી ઇરાનીઓનાં આ જ્યોતીષ જ્ઞાનને આજનાં જ્યોતીષ જ્ઞાન સાથ સરખાવીશું તો તેમાં જીવજેવો ફર્ક માલુમ પડશે નહી. આપણા નેયાગાનોનાં વીદ્યા સંબંધી આ જાતનાં પુખ્ત જ્ઞાનને થકી આપણને હરખ ઉપજેછે અને મગરૂર રેહેવાનું કારણ મળે છે. હવે ફરોહરો માત્ર સપેનામીનોનીજ પેદાયશને મદદ કરેછે એમ નથી. તેઓ ગનામીનોની પેદાયશને પણ મદદ આપેછે (ફ૦ ૭૬); કારણકે અમે આગળ ખુલ્લું બતાવી ગયા છીયે તેમ આ બંને પેદાયશ એકેકને મદદ કરનારી અને જરૂરની છે. હીઆં આ બંને મીનોનો ભાવાર્થ કદાચ એમ ઉહાડી શકાય કે ફરોહરો જેમ રોશનીમાં તેમજ અંધારી રાત્રે પણ એક સરખી

મદદ આપતાં રેહેછે. અશો માણસોનાં ફરોહરો વળી એટલાંબધાં જોરાવર હોયછે કે તેઓ લડાઇમાં મદદ આપેછે, અને આ વાત જાણવાજોગ છે કે જીવતાં પવીત્ર માણસોના ફરોહરો ગુજરી ગયલાંઓનાં ફરોહરો કરતાં વધારે જોરાવર છે (ફ૦ ૧૭). તેઓને જેઓ બોલાવે છે તેમની મદદે તેઓ જાયછે (ફ૦ ૩૫), અને લડાઇમાં દુશ્મનોનો નાશ કરેછે (ફ૦ ૩૭, ૩૮, ૩૯, ૪૦). સુગંધી વસ્તુઓ આતશ ઉપર મેળીને ફરોહરોને જ્યારે મદદ બોલાવવામાં આવેછે ત્યારે બહુ મજબુતી પકડીને તેઓ મદદે જાયછે (ફ૦ ૪૫). તેઓ હમસપેથમેદેમ ગાહામબારના દીંગામ ઉપર આ પૃથ્વી તરફ આવવું કરેછે (ફ૦ ૪૯), અને પોતાની વખાણ તથા આરાધનાની ઇછા કરેછે, તથા તેઓમાંથી કોણનું નામ લેવાયછે અને તે નામ કોણ લેછે તે જાણવાની આતુરતા બતાવે છે (ફ૦ ૫૦).

હીરાડોટસ આપણને કેહે છે કે પેહેલવાનોની ફ્રવશીને માટે માજીઓ યાને ધર્મગુરૂઓએ ક્રીયા કીધી, તે ઉપરથી એવો સાર નીકળે છે કે ગુજરી ગયલા પેહેલવાનોનાં ફરોહરોને તે વખ્તે યાદ કરવામાં આવ્યાં હશે, અને લડાઇમાં તેઓની મદદ માંગવામાં આવી હશે. ફ્રવરદીન યશ્તમાં આવા પેહેલવાનોજ નહી પણ પવીત્ર થઇ ગયલા મર્દો તેમજ ઓરતોની ફ્રવશીને યાદ કીધીછે તથા આરાધી છે; અને તેબી એકજ દેશનાં નહી, અને એકજ કોમનાં કે એકજ મજહબનાં નહીં, પણ સઘળા દેશનાં અને સઘળા મહજબનાં અશો લોકોનાં ફરોહરોને યાદ કીધાંછે તથા વખાણ્યાં છે. ફ્રવરદેગાનના દીવસોની મુખ્ય અગત એજ જણાયછે કે ગુજરી ગયલાં ભલાં નરનારીઓનાં ફરોહરોને યાદ કરવાં, તેમની સ્તુતી કરવી, તેમની તારીફ ગાવી, તેમનાં ભલાં કામોની ખુબી કેહેવી, અને એમ કરીને તેમના જેવા આપણે પોતે થવાની અરજગુજારી કરવી. જેમની યાદ કરવાનીછે, જેમની તારીફ ગાવાની છે, જેમની આરાધના કરવાની છે તે ગુજરેલાંઓનીજ ફ્રવશી છે (ગાઇગર, સફે ૧૧૩).



## પ્રકરણ ૪.

# નીતી અને સંસાર.

§ ૧. સચાઇ—માજદયસ્નીની દીનની મોટાઇ, હોરમજદનું એક નામ 'સચાઇ,' માજદયસ્નીની દીનના ફાયદા. § ૨. જુદ્દાઇ—અનાજની ખેતી જુદ્દાઇના એક ઇલાજ દાખલ, ખેતીના ફાયદા, એક ભીખારીની હાલતનું ચીત્ર, કોલ તોડવાનું જુદ્દાણું. § ૩. ગુલામબાર્ગી—તેનું પાપ અને શીક્ષા, તેનાથી નીપજતી ખરાબી. § ૪. કોહોડના દર્દીઓ—સુઘડાઇ માટેની અસલી ગોઠવણો. § ૫. નજદીકની શગાઇમાં લગન—પાદશાહોની આપખુદી, 'ખએત્વોદથ'—તેની સમજણ.

:o:

"......તેમના દીકરાઓને પાંચમાં વરસથી તે ૨૦ માં વરસ સુધી માત્ર ત્રણજ બાબતોમાં સંભાળથી તાલીમ આપવામાં આવેછેઃ—જેમકે ઘોડા ઉપર સવારી કરવી, તીર ફેંકવો અને સાચું બોલવું"—દફ્‌૦ ૧. પ્ર૦ ૧૩૬.

### § ૧. સચાઇ અને તેના ફાયદા—માજદયસ્નીની દીન સાથ સચાઇની નીસ્બત.

હીરૉડોટસે પોતાની આખી તવારીખનાં સઘળાં મળીને નવ દફતરો બનાવ્યાં છે, જેમાં જો તેણે કોઇબી પ્રજાને સાચું બોલવાના અતી ઉતમ ગુણને માટે જાહેર કીધી હોય તો તે ઇરાની પાર્સી પ્રજા છે. અમે એવી બીજી કોઇ પણ પ્રજા વીશે નથી જાણતા કે જેને માટે હીરૉડોટસે એમ લખ્યું હોય કે તે પ્રજાનો એક અતી ઉતમ ગુણ સાચું બોલવાનો હતો. કદાચ તેવી કોઇ પ્રજાઓ હશે, પણ ત્યારે તેઓને માટે આ તવારીખનવેશે ખુલ્લું જણાવેલું નથી. ઇરાનીઓની સાચું બોલવાની રીતભાત સંબંધી બાબતમાં હીરૉડોટસ ખરો પડયોછે, અને વધારે સંતોષકારક એ છે કે તેની આ વાતને અવસ્તાવાણીથી ટેકો મળ્યો છે. જે પ્રજા સચાઇને માટે વખણાય તેના મજહબ તરફ હરકોઇ તરાહીત ધણીનું લક્ષ એકદમ દોડવું જોઇયે; કેમકે અસલી મજહબોનો પાયો નીતીનાં કાનુન ઉપર રચાયલો હોયછે, અને તે કાનુનને લીધેજ તે મજહબો તકી રેહેછે, અને તે ધર્મપાળનારાઓ તેને માન આપી વળગી રેહેછે. માટે જ્યારે હીરૉડોટસના વખ્તના ઇરાની પાર્સીઓ સાચું બોલવામાં મોટું માન અને મરતબો સમજતા હતા, તથા પોતાના બાળકોને ત્રણ મુખ્ય બાબતોમાંની બેમાં લડાઇને લાયકની તાલીમ આપતા હતા ત્યારે ત્રીજી બાબતમાં તેઓએ તેમને સાચું બોલતાં શીખવાની તાલીમ આપવાનું પસંદ કીધું હતું. પણ તેમ કરવાનો મુળ હેતુ અથવા ખરો ભાવાર્થ શો છે તેની કદાચ હીરૉડોટસને ખબર નહી હોય; પણ આજે એ ભાવાર્થ પોતાનો સઘળો છુપો ભેદ ખોહીને ચોખુંટ પૃથ્વી ઉપર જાહેર થઇ ચુકયો છે, અને તે એકે ઇરાની પાર્સીઓ જે મજહબ પાળતા હતા તે મજહબનો ગોયા પાયોજ સચાઇ ઉપર રચાયલો હતો. મજદયસ્ની જરતોસ્તી મજહબને અવસ્તાવાણીમાં બહુ સાચો અને ફાયદા ભરેલો ધર્મ જણાવવામાં આવ્યોછે, જેની સવેથી પુરાની બંદગીઓમાંની એક 'અષેમ'ની બંદગી છે, જેનો અર્થજ 'સચાઇ,' 'અશોઇ' અથવા 'પાકીજગી'નો થાયછે. હવે સચાઇ અથવા પવીત્રાઇની ખુબી આ મુજબની સમજાવી છેઃ—

"......પવીત્રાઈ (એ) માણસને માટે જન્મની પછી (યાને જન્મથીજ) સૌથી સરસ (ચીજ છે); અએ જરતોશ્ત! તે પવીત્રાઇ (ગોયા) મજદયસ્નની દીન (છે)."—કાંગાવાળો વંદીદાદ; પરગ૦ ૫, ફ૦ ૨૧.

હવે જો પવીત્રાઇ તેજ મજદયસ્નની દીન છે તો આ વાત સીદ્ધ થાય છે કે પવીત્રાઇ, પાકીજગી, સચાઇ, ગમે તે કહો, તે ઉપર એ દીનનો પાયો યાને મદાર છે. એવી દીન કેવી બુલંદ હોય તેનો સેહેજ વીચાર આ ઉપરથી આવી જાય છે. પણ અમે દીનની આ બુલંદી અને મોટાઇ વીશેબી વંદીદાદનીજ શાહદતો ટાંકીશું:—

૨૨ "અએ દાદાર! બીજા સખુનો કરતાં (યાને બીજી દીનો કરતાં) આ કાયદો કે જે દેવથી જુદો (તથા) જરતોશ્તી (યાને આ દેવથી વેગળી જરતોશ્તી દીન) મોટાઇએ કરીને તથા ખુબીએ કરીને તથા શોભાએ કરીને (યાને મોટાઇ, ખુબી, તથા શોભાની બાબતોમાં) કેટલી વધારે ચહડતી, વધારે સારી, (તથા) વધારે સોહામણી છે?

૨૩ "ત્યારે હોરમજદે કહ્યું કે અએ સૌથી પવીત્ર જરતોશ્ત! જે પ્રમાણે 'વોઉરૂ-કષ' (નામનો) દરીયો બીજાં પાણીઓ કરતાં (યાને બીજાં દરીયાઓ કરતાં) ઉપર (યાને વધારે મોટો છે), તે પ્રમાણે બીજા સખુનો કરતાં (યાને બીજી દીનો કરતાં) આ કાયદો કે જે દેવથી જુદો (તથા) જરતોશ્તી (યાને આ દેવથી વેગળી જરતોશ્તી દીન) મોટાઇએ કરીને, તથા ખુબીએ કરીને, તથા શોભાએ કરીને, (યાને મોટાઇ, ખુબી, અને શોભાની બાબતોમાં) ખચીત (વધારે ચહડતી, વધારે સારી, તથા વધારે સોહામણી છે.)

૨૪ "અએ સૌથી પવીત્ર જરતોશ્ત! જે પ્રમાણે વધારે મોટું (યાને ઘણું) પાણી વધારે નાનાં (યાને થોડાં) પાણીનાં કરતાં વધારે આગળ દોડે છે, તે પ્રમાણે બીજા સખુનો કરતાં" ઇત્યાદી.

"અએ સૌથી પવીત્ર જરતોશ્ત! જે પ્રમાણે એક વધારે મોટું ઝાડ (બીજા) નાનાં ઝાડોને ઢાંકી નાંખે છે, તે પ્રમાણે બીજા સખુનો કરતાં" ઇત્યાદી.

૨૫ "અએ સૌથી પવીત્ર જરતોશ્ત! જે પ્રમાણે (આસમાન) આ જમીનને આસપાસ ઘેરી લેછે તે પ્રમાણે બીજા સખુનો કરતાં" ઇત્યાદી.—કાંગાવાળો-વંદીદાદ; પરગ૦ ૫, ફ૦ ૨૨ થી ૨૫.

મજદયસ્ની જરતોશ્તી દીન આ જાતની મોટાઇ ધરાવે છે. આવી દીનમાં જેને પેદા કરનાર ગણ્યો છે તેનો સર્વેથી મોટો અધીકાર અશોઇ, સચાઇ અથવા પાકીજગીનો છે તેમજ જેને તે દીન જાહેર કરનાર પેગામ્બર ગણ્યો છે તેને પણ "રાસ્ત"ના એલકાબથીજ ઓળખાવ્યો છે. અવસ્તામાં ઠેકાણે ઠેકાણે "અશો" યાને "સાચા હોરમજદ" તથા "રાસ્ત જરતોશ્ત"નાં નામો આપણ વાંચીયે છીયે. હોરમજદ યસ્તમાં પેદા કરનારનાં નામો ગણાવ્યાં છે તેમાં આપણ સચાઈ વીશેનાં નામો આ મુજબનાં જોઇયે છીયે:—

૧ "(મારૂં) ચોથું (નામ) **સૌથી સરસ અશોઇ**;"

૨ "(હું) **અશો** નામવાલો છું;"

૩ "(હું) **ઘણોજ અશો** નામવાલો છું;"

૪ "(હું) **અશોઇ** નામવાલો છું."

આ રીતે પેદા કરનારનું પોતાનું એક નામ અશોઇ યાને સચાઇ છે; માટે આ ઉપરથી ઠરેછે કે સચાઈને વખાણી તેની સેફ્‌ત ગાવી તે પેદા કરનારની સેફ્‌ત ગાવા બરાબર છે, કેમકે ઉપલાં નામો ઉપરથી જણાય છે કે હોરમજ્દ પોતે "અશો" અને "ધણોજ અશો" છે, તેમજ તે પોતે "અશોઇ" અને "સૌથી સરસ અશોઇ"નું નામ ધરાવે છે. ત્યારે સૌથી સરસ સચાઇનો મરતબો આ રીતે વધી જાય છે, કે જે શીખવનાર સાચી મજ્દયસ્ની જરતોસ્તી દીન છે. હવે આવી સચાઇ એખ્ત્યાર કરનાર નર કોણ અને કેવો હોવો જોઇયે? જે ધણી જરતોસ્તી મજહબ પાલનાર હોય તે અવસ્તામાં બોલેબોલ અશો ગણાયો છે. એક રાસ્ત માણસને જો કોઇ બીજો ધણી અપશબ્દ કહે તો તે ગુનેહગાર થાય છે, એવો અર્થ નીચલા ફકરા ઉપરથી ઉઠે છેઃ—

"........જે શખ્સ અશો (યાને રાસ્ત) માણસને બીજા વરણવાલો અથવા બીજા મજહબવાળો અથવા વધારે હલકા સખુનવાળો (યાને હલકી નીતીવાળો) વીચારે, (તથા) જાણી બુજીને પોતાની અક્કલે કરીને તે ગુનાહ કરેતો, તે કામ કરવાથી (તે માણસો) એ પ્રમાણે તનાફુર (અથવા ગુનેહગાર) થાયછે."—કાંગાવાલો વંદીદાદ; પરગ૦ ૧૫, ફ૦ ૨.

વળી જે ધણી અશો યાને રાસ્તી ઉપર ચાલનાર શખ્સને ધંધે રોજગારે લગાડે તો તેથી ત્યાંની જમીન ખુશહાલ થાયછે (પરગ૦ ૩, ફ૦ ૩૪–૩૫). કોઇ માતબર શખ્સ કનેથી પોતાને પસંદ પડતી કોઇ ચીજ એક અશો યાને સાચો માણસ માંગેતો તે તેને આપવી જોઇયે, એવી મતલબનું લખાણ પણ એક ઠેકાણે જોવામાં આવેછે (પરગ૦ ૧૮, ફ૦ ૩૪–૩૫). આ સઘળાં ઉપરથી જોવાનું એટલુંજછે કે સચાઇ સર્વોત્કૃષ્ટ છે. સચાઇ તેજ મજ્દયસ્ની દીન છે. સાચો માણસ એ દીનનો પાળનારો અને માનનારો છે. તેવા માણસને એ દીન નીચલા ફાયદાઓ કરી આપેછેઃ—

૨૯ "...અએ સૌથી પવીત્ર જરતોસ્ત! માજ્દયસ્ની દીન એ તે દીન ઉપર એકીન રાખનાર માણસની બેડી (અથવા બંધને) કાહાડી નાંખેછે (અથવા છોડી નાંખેછે), જુઠું (અથવા ઠગાઇ) કાહાડી નાંખેછે (અથવા તાલેછે), જાદુથી (નીપજતાં) મોત (અથવા જાદુ મારવાનાં–ચલાવવાનાં કામ) ને કાહાડી નાંખેછે, અશોને મારવાનાં કામને (અથવા અશો–રાસ્ત માણસની હાણીને) કાહાડી નાંખેછે, નસો જાળવવાનું (યાને નસો ડાટવાનું) કાહાડી નાંખેછે, પાપ નીવારણ નહીં થાય (અથવા પુલ ગુજાર નહીં થાય) એવાં ગુનાહનાં કામોને કાહાડી નાંખેછે, મુશ્કેલીથી અદા થઇ શકે (અથવા ફીટી શકે) એવાં કરજને કાહાડી નાંખેછે, (તથા) તમામ તે ગુનાહ ભરેલાં કામો જે કોઇ કરેછે તે કહાડી નાંખેછે."

૩૦ "અએ સૌથી પવીત્ર જરતોસ્ત! જે પ્રમાણે કે સખ્ત દોડનારો (યાને સખ્ત ફુકતો) પવન દક્ષીણ તરફથી (ફુકીને) હવા (અથવા વાતાવરણ)ને બધી તરફથી સાફ કરી નાંખેછે, તે પ્રમાણે માજ્દયસ્ની દીન અશો માણસના દરેક અથવા તમામ ખરાબ વીચાર, તથા ખરાબ વચન, તથા ખરાબ કામને સાફ કરેછે. અએ જરતોસ્ત! હીયાં (યાને આ દુન્યામાં) નેક કામ કીધેલુંજ ભલું. ભલી માજ્દયસ્ની દીન પુરતી રીતે શીક્ષાને કાપી નાંખે છે."—કાંગાવાળો વંદીદાદ, પરગ૦ ૮, ફ૦ ૨૯–૩૦

માજદયસ્ની દીન તે સચાઇ છે અને સચાઇ એખ્ત્યાર કરવાથી ઉપર મુજબના ફાયદા હાંસલ થાય છે.

## § ૨. જુઠાણું—તેના અટકાવના ઇલાજ દાખલ અનાજની ખેતી.

હવે સચાઇથી ઉલટું જુઠાણું છે, અને કરજ કરવાથી સચાઇ તુટે છે તથા જુઠાણું વધે છે, એમ હીરૉડોટસના વખ્તના ઇરાની પાર્સીઓ સમજતા હતા તે કંઇજ નહીં પણ પોતાના પુરાતન મજહબને અનુસરીનેજ તેઓ સમજતા હતા. એ વીશે અવસ્તા ઉપરથી આપણને પુરતો ખોલાસો મલે છે.

૩૦. "અએ દાદાર! માજદયસ્ની દીનની વૃદ્ધી શું હોયછે? ત્યારે હોરમજદે કહ્યું કે અએ સૌથી પવીત્ર જરતોસ્ત! સારી પેઠે (યાને કોશેશથી) અનાજની ખેતી કરવી એ માજદયસ્ની દીનની વૃદ્ધી છે.

૩૧. "જે (શખ્સ) અનાજની ખેતી કરે છે, તે ગોયા રાસ્તી-અશોઇ ખેડે છે; તે (શખ્સ) ગોયા માજદયસ્ની દીનને વધારાએ કરીને વધારે છે; તે (શખ્સ) માજદયસની દીનને આબરૂઓમાંની ૧૦૦ (ગણી આબરૂથી), જતનોમાંની હજાર (ગણી જતનથી) (તથા) ઇજશ્નેનાં કામોમાંના દશ હજાર (ગણી ઇજશ્ને કરવાથી) આબાદ કરે છે.

૩૨. "જ્યારે અનાજ જમીનમાં મુકવામાં આવે છે (યાને જ્યારે અનાજની રોપણી ચાલે છે) ત્યારે દેવો ફુંફારા મારે છે (અથવા હાંફે છે); જ્યારે ઉગેલો અનાજ થાય છે ત્યારે દેવો ઠાંસે છે; જ્યારે છરેલો (અથવા ખાંડેલો) અનાજ થાય છે ત્યારે દેવો રડે છે; (અને) જ્યારે ગુંદો (અથવા આટો-મેદો) થાય છે ત્યારે દેવો નાશ પામે છે," ઇત્યાદી.—કાંગાવાળો વંદીદાદ, પરગ૦ ૩, ફ૦ ૩૦ થી ૩૨.

આ ફકરાઓ દેખાડે છે કે અનાજની ખેતી તે માજદયસ્ની દીનની વૃદ્ધી છે; એ ખેતી કરનાર દીનની વૃદ્ધી કરે છે; અને જ્યાં ખેતીનું કામ ચાલતું હોય ત્યાંથી દુકાળ, તંગી, સંકટ, ભુખમરો વીગેરે દેવો નાસી જાય છે અને નાબુદ થાય છે. માજદયસ્ની દીનનો-વધારો તે રાસ્તીનો વધારો છે, અને સચાઇનો વધારો ખેતીના વધારા સાથ તાલુકો રાખે છે, માટે આપણને સમજવું જોઇયે કે જે ધણી ખેતી જેવું અશોઇનું કામ કરે તે સચાઇનો ફેલાવો કરેછે; અને તે સચાઇનો ફેલાવો કરે છે માટે તે જુઠાણાંને તોડેછે, તેનો વધારો થતો અટકાવે છે, અને તેને ફાવવા દેતો નથી. ખેતીથી કરીને જે દેવો નાશ પામે છે તેમનાં જોકે વંદીદાદમાં નામો આપ્યાં નથી તોપણ આપણ કલ્પી શકીશું કે તે ઉપર કહ્યું તેમ દુકાળ, ભુખમરો, શંકટ, તંગી, ગરીબાઇ, બીનરોજગારી, આળસાઇ, કરજ, ફીકર, ચીંતા લુચાઇ, લુટફાટ, ભીક્ષા, વીગેરે અનેક છે. ખેતીથી તેઓ સઘળા નાશ પામે છે. અને તેઓ કેમ નાશ પામે છે તેનું ઉપલા છેલ્લા ફકરામાં અચ્છું વર્ણન આપ્યું છે. પણ ત્યારે ખેતી નહીં કરનારની હાલત કેવી? વંદીદાદમાં તે આ મુજબની ચીતારી છે:—

૨૮ "અએ સૌથી પવીત્ર જરતોસ્ત! જ્યારે કોઇ શખ્સ આ જમીનને બે બાજુઓમાંની ડાવીથી જમણીએ અને બે બાજુઓમાંની જમણીથી ડાવીએ (યાને બેઉ હાથે કોશેશ કરીને) નથી ખેડતો ત્યારે આ જમીન (ગોયા તે શખ્સને) કહે છે કે "અએ માણસ! (તું) કે જે બે બાજુમાંની ડાવીથી "જમણીએ અને બે બાજુમાંની જમણીથી ડાવીએ મને નથી ખેડતો—

૨૯ "તો ખચીત ખોરાક પુછતો, બીજાને બારણે ભટકતો તું ઉભો રેહેશે
"(યાને તને ખોરાકને માટે લોકોને ધરેધર ભીખ માગવી પડશે); (તથા)
"બાહાર (યાને લોકોનાં બારણાં આગળ–ઓટલા ઉપર) (જ્યારે) તું બેઠેલો
"(હશે ત્યારે) ખચીત વાસી ખોરાક તને લાવી આપ્યામાં આવશે. (લોકો)
"પોતાની પુષ્કળ ન્યામતમાંથી (ઉપર જણાવ્યા પ્રમાણેનો વાસી ખોરાક)
"તારે માટે લાવી આપશે."—કાંગાવાળો વંદીદાદ, પરગ૦ ૩, ફ૦ ૨૮–૨૯.

એ રીતે ત્યારે ખેતી વીનાં ભીખ માંગવી પડે છે અને ભીખ માગનારને પેટને ખાતર જુઠું બોલવું પડે એમાં કશો શક નથી. કરજ એ પણ એક દેવ ગણાય, કેમકે હીરોડોટસ કહે છે તેમ ઇરાની પારસીઓ કરજ કરવામાં પાપ ગણતા હતા તે એટલામાટે કે તેને ખાતર તેમને જુઠું બોલવું પડે, કે જે જુઠું સચાઇથી ઉલટું માટે ધર્મના ફરમાનથી પણ ઉલટું છે. જો ધર્મનાં ફરમાન મુજબ ચાલે, જરતોસ્તી દીનને અનુસરીને કામ કરે, તો કરજનો દેવ પણ નાબુદ થાય છે તે જોકે ઉપલા ફકરાઓ ઉપરથી આપણને ખુલ્લું સમજાય છે તોપણ તે વીશે એક નવા ફકરામાં આપણને માંડીને સમજાવવામાં આવ્યું છે, જેમાં બીજા રોગો અથવા શંકટોનાં નામો આપવા જોડે કરજના દેવનું પણ નામ દઇને કહ્યું છે કે એ દેવ પણ માજદયસ્ની દીન ઉપર એકીન રાખનાર ધણી આગળથી નાસે છે. હાંસલ મતલબ એ કે ખેતી કરવાથી સાચવટ વધે છે, અને સચાઇ જેણે એખ્ત્યાર કીધી તે પોતાના ખેતી જેવા ઉતમ રોજગારને લીધે કરજના દેવના સપાટામાં આવી શકતો નથી. ઉપર ટાંકેલા ફકરાઓ આપણને એક બીજી અગતની બાબત એ શીખવે છે કે માજદયસ્ની દીન ઉપર ઉસ્તવાર રહેવાથી ઉપલા સઘળા ફાયદાઓ હાંસલ કરી શકાય છે. એ મજહબની એ સઘળી ખુબીઓ છે; પણ જેઓ આ ફાયદાઓ હાંસલ કરવાનો પ્રયત્ન નહીં કરે, જેઓ આ દીનનાં ફરમાનોને માન નહીં આપે યા તે ઉપર લક્ષ નહીં દે તેમને માટે નીચલી સર્ટીફીકેટ આપેલી જોયામાં આવે છે:—

"જેઓ (જરતોસ્તી) મજહબને આદરમાન નહીં આપનારા (હોયછે), તેઓ ગોયા પોતાનાં તનને દરૂજના તાબામાં રાખનારા (અથવા દરૂજની રાહ ઉપર ચાલનારા) તમામ દુર્વંદો (છે). જેઓ (જરતોસ્તી દીનનાં ફરમાનને) નહીં સાંભળનારા (હોયછે), તેઓ સઘળા (જરતોસ્તી) મજહબને આદરમાન નહીં આપનારા (ગણાય). જેઓ નાપાક (હોયછે) તેઓ સઘળા (જરતોસ્તી દીનનાં ફરમાનને) નહીં સાંભળનારા ગણાય. જેઓ તનાપુર (યાને ગુનેહગાર હોયછે) તેઓ સઘળા નાપાક (ગણાય)."—કાંગાનો વંદીદાદ, પરગ૦ ૧૭, ફ૦ ૧૧.

કોલ તોડવો એબી જુઠું બોલવા બરાબર છે. અને તેટલામાટે જ્યારે સચાઇના ઉતમ ફાયદાઓ ફરમાવ્યા છે ત્યારે આ જુઠાણાં માટે સજા ફરમાવી છે. વંદીદાદમાં છ જાતના કોલ અથવા વચન ગણાવ્યા છે, જેમાં સર્વથી પેહેલો વચન આપવાનો યાને મોહોડેથી એક વાત કહી ચોકસ બાબતને માટે કબુલ થવાનો કોલ છે. એ કોલ નહીં પાલવો એટલે ફરી જવું અથવા કબુલાત આપી નથી એમ કેહેવું, તે જુઠું કેહેવા બરાબર છે, અને તે માટે વંદીદાદમાં આ મુજબની સજા ફરમાવી છે:—

"હોરમજદ મુલકોના અએ અશો પેદા કરનાર! જે કોઇ કે વચનને લગતો (યાને મોહોડે બોલીને કીધેલો) કોલ તોડે તેને વાસ્તે શું શીક્ષા છે? ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને (એટલે ઘોડાના ચાબુકથી) હાંકી કાહાડ-

વામાંનાં ૩૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, તથા 'સ્રઓષો–ચરન' નામના કોરડાથી ૩૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડે)"—કાંગાનો વંદીદાદ, પરગ૰ ૪, ફ૦ ૧૧.

આ ફકરાની ખરેખરી મતલબ એ ઉઠે છે કે વચન નહીં પાળનાર એક એવી જાતનાં કામ માટે તકસીરવાર થાયછે કે જેની સજા દાખલ તેની કને એક જાતની સખ્ત મજુરી કરાવવી, અને તે મજુરી એકે પ્રજાને તેમજ પાળેલાં પ્રાણીઓને હાણી પુગાડતાં નાશકારક જાનવરોની ચોકસ સંખ્યા તે ગુનેહગારે દફે કરવી. કોલ તોડનાર જુઠા માણસને કેવી જાતની સજા મળેછે તેનું મેહેર યશ્તમાં ઠેકાણે ઠેકાણે બયાન આવ્યું છે, પણ તેમાંથી શરૂઆતનો માત્ર એકજ ફકરો હીયાં ઉતારી લઇયે છીએ, જે ઉપરથી ઉતમ ધડો મળેછે:—

"ઓ સપેતમાન! વચન તોડનારો ઘાતકી શખ્સ સઘળા દેશને ખરાબ કરેછે. તે જેમ શો બુરાઓને તેમ તેટલાજ ભલાઓને પણ મારેછે. તેટલા વાસ્તે, ઓ સપેતમાન! તું કોલ ના તોડતો; પછી તે બુરાની સાથે કે પોતાની દીનના ભલાની સાથે કીધેલો હોય તોબી તે ના તોડતો; કારણ કે વચન છે તે ભલા અને બુરા એ બેઉને માટે છે."—યશ્ત બા માયની; મેહેર યશ્ત, ફ૦ ૨.

## ૬ ૩ ગુલામબાર્ગી.

"........તેઓ ગુલામ બાર્ગીનો હવસ યુનાનીઓ ઉપરથી શીખ્યા હતા."—દફ૦ ૧, પ૦ ૧૩૫.

આ એક માહા જબુન અપ્રાધ અવસ્તા વાણીના વખ્તથીજ ગણાતો આવ્યો છે. હીરૉડોટસ ઉપલા ફકરામાં કહેછે કે એ તકસીર કરવાનું ઇરાની પાર્સીઓ યુનાનીઓ ઉપરથી શીખ્યા હતા. પણ અવસ્તા ઉપરથી જણાયછે કે ઇરાનીઓને એ વાંક કરવાનું કામ કંઇ કોઈ પરદેશી પ્રજા કને શીખવા જવું પડે એવું ન હતું, કેમકે છેક પુરાતન કાલથીજ તેઓમાં એ અપ્રાધ જાણીતો હતો. કદાચ એમ હોય કે હીરૉડોટસના વખ્ત આગમજ ઇરાનીઓ સુધરી ગયા હોય અને પોતાનાં નીતીબળની મદદથી તેઓએ આ કુમાર્ગ એખ્તાર કરવો છોડી દીધો હોય, અને ત્યારબાદ યુનાનીઓ સાથ તેમને વેહેવાર પડવાથી એ કુચાલની પાછી તેમને આદત પડી હોય. પણ એ જાતની બદફેલી ખુદ ઇરાની જરતોસ્તીઓને જાણીતી નહી હોય એમ નથી. વંદીદાદની પેહેલી પરગદ ઘણી પુરાણી સાબેત થઇછે, અને બીજી પરગરદો કરતાં વધારે પુરાણાં આ લખાણમાં આપણ વાંચીયે છીયે કે તે પુરાણા વખ્તની આગમજ ઇરાની જરતોસ્તીઓમાં ગુલામબાર્ગીનો બદ રેવાજ દાખલ થઇ ચુકેલો હતો. આ પુરાણી પરગરદમાં હોરમજદ પોતાનાં પેદા કરેલાં નામીચાં શેહેરોની—અથવા બરાબર બોલીયેતો અસલી આર્ય ટોલો મધ્ય એશીયામાંનાં પોતાનાં અસલ વતનમાંથી તે છોડીને કયાં ક્યાં જઇ વસવા લાગ્યો હતો તેની વીગત આપેછે, તેમાં પેદા કરનાર જણાવેછે કે:—

"હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું નવમું સૌથી સરસ (જગા તથા શેહેર) 'ખ્નેન્ત' જેની રાજધાની 'વેહેરકાન' (છે તે) પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકી–પીડાવાળા અંગ્રેમેન્યુશે (યાને હારેમને) ગુનાહ ભરેલાં (અને) પાપ નીવારણ નહી થાય એવાં કામો જે નર વાવવાનાં (યાને ગુલામબાર્ગીનાં) (તે) ઉભંન કીધાં."—કાંગાવાળો વંદીદાદ, પરગ૰ ૧, ફ૦ ૧૨.

આ ફકરા ઉપરથી જણાયછે કે જે પુરાતન જમાનામાં જરતોસ્તીઓએ હોરેમનને હોરમજદનો બરાબરીયો ગણવાની પેહેલ વેહેલી ભુલ કરવા માંડી હતી તે પુરાણા વખ્તથીજ આ કુદરતથી કેવળ ઉલટાં અને માફ નહી થઇ શકે એવાં પાપની હસ્તી ચાલુ થઇ હતી. એ પાપ કંઇ જેવું તેવું નથી. તેની સજા ઘણી મોટી છે. વંદીદાદમાં એ પાપને મહા જબુન ગણેલુંછે અને તે કેટલું બધું દોજખી અને ધીકાર પામેલું છે તે નીચલા ઉતારા ઉપરથી ખુલ્લું જણાશે:—

૩૧ "હાડમંદ મુલુકોના અએ અશો પૈદા કરનાર! દેવ કોણ છે? (યાને દેવ તે કોણ અથવા દેવ કોણને કેહેવો?) દેવને ઇજનારો કોણ (છે)? દેવોનો સોહબતી તે કોણ? દેવોનો 'ખુમ્બ' તે કોણ? દેવોની ખરાબ બાયડી તે કોણ? દેવ પોતે તે કોણ? તમામ દેવ તે કોણ? મુઆ આગમજ દેવ કોણ (થાયછે)? મરી ગયા પછી કોણ મીનોઇ દેવ (યાને દોજખના દેવ) થાયછે?

૩૨ "ત્યારે હોરમજદે કહ્યું કે અએ સૌથી પવીત્ર જરતોસ્ત! ગોલામબાર્ગી કરાવેલો મર્દ તથા ગોલામબાર્ગી કરનાર મર્દ તે દેવ છે, તે દેવને ઇજનારો (છે), તે દેવોનો સોહબતી (છે), તે દેવોનો 'ખુમ્બ' (છે), તે દેવોની ખરાબ બાયડી (યાને ન છાજતી રીતે ઓરતની જગો રાખનાર મર્દ) (છે), તે પોતે દેવ (છે), તે તમામ (યાને સઘળી પ્રકારે) દેવ (છે). જ્યારે એક મર્દ (બીજા) મર્દમાં (પોતાની) મની રેડે છે, અથવા તો જ્યારે એક મર્દ (બીજા) માણસોની મની (પોતામાં) ધરી લે છે તે (શખ્સ) મુઆ આગમજ દેવ (છે), (તથા) મરી ગયા પછી તે મીનોઇ દેવ (યાને દોજખનો દેવ) થાય છે."—કાંગાવાળો વંદીદાદ, પરગ૦ ૮, ફ૦ ૩૧–૩૨.

આ ફકરાઓ સાફ દેખાડે છે કે ખરેખરો મનુષ્ય દેવ તે આ મુજબના ગુનાહ કરનાર માણસ છે. હરકોઇ પાપ કરનાર માણસ એક હોય છે, પણ આ પાપ એવી જાતનું છે કે જે બે માણસો કરે છે; બંને એકેકની વીરૂધ કામ કરનારા જેવા છે તે છતાં બંનેની એ કામમાં શામેલગીરી છે. એવું એ મહાપતીત કામ કરનાર જેટલો મોટો તકસીરવાર તેટલોજ એ કામ કરાવનાર પણ ગુનેહગાર છે. તેઓ બંને દેવ છે, દેવને ઇજનારા તે તેઓજ છે તેઓ દેવોના સોહબતી જેવા છે, તેઓ જીવતાં જીવત દેવ છે અને જો મરણ બાદબી કોઇ દેવ જેવું હોય તો તે આ બંને પાપીઓજ છે, જેમનું પાપ માફ નહીં થઇ શકે એવું છે.

## ૬ ૪—કોહોડના દર્દીઓ.

"......જો એક ઇરાનીને કોહોડ થયો હોય તો તેને કોઇ શેહેરમાં દાખલ થવા દેતા નથી; તેઓ કહે છે કે તેણે આફતાબની સામે ગુનાહ કીધેલો હોવો જોઇયે. જે પરદેશીઓને આ રોગ થયો હોય તેમને દેશ છોડી જવાની ફરજ પાડવામાં આવે છે. સફેદ કબુતરો વટીકને એજ તકસીરના ગુનેહગાર ગણીને વારેઘડીએ હાંકી કહાડવામાં આવે છે."—દફ૦ ૧, પ૦ ૧૩૯.

હીરોડોટસે આ એક સચાઇ લખી છે. હખામની પાર્સીઓ સફેદ કબુતરોને હાંકી મેળતા હતા તેથી તેમને કોહોડનાં દર્દી સમજીનેજ ઉરાડી મેળતા હતા. સુઘડાઇ અને પવીત્રાઇ તેમના મજહબનું ફરમાન હતું, તે તેમના મજહબનો મુખ્ય કાનુન બલકે પાયો હતો. એટલામાટે અપવીત્ર ચીજને ધીક્કારવી, એ તેમની સ્વાભાવીક ખાસીયત હતી. એક ફુવડ ચીજ બીજાને પણ તેવીજ બનાવે છે એમ તેઓ માનતા હતા, અને તેથીજ

પોતાનાં શરીર ઉપરનો મેલ નદીનાં સ્વછ પાણી વડે ધોઇને તેને ખરાબ કરતા ન હતા. હવે કોહોડ પણ અપવીત્ર રહેવાથી, ફુવડ બનવાથી, મેલી અને ગંદી જીંદગી ગુજારવાથી થાય છે એમ તેઓ માનતા હતા, અને તેટલામાટે તેઓ એ જાતનાં દર્દીને મલીન સમજીને તુછકારતા હતા, તેને પોતામાં આમેજ કરતા નહીં હતા, અને તેને શેહેરની બાહેર જવાની ફરજ પાડતા હતા, અને પરદેશી હોય તો તેને દેશ છોડી જવાનો હુકમ આપતા હતા—એવી મતલબથી કે અગરજો તે મલીન પુરૂષ શેહેરમાં રહેતો બીજાઓ સાથ તેને સંબંધ પડે અને તેમ થવાથી તેની મારફતે બીજાઓ ખરાબ થાય, તથા એ રીતે શેહેરમાં ફુવડાઇ વધી પડે. હખામની પાર્સીઓનું આ કામ કોઇબી રીતે તુછકારવા જેવું નથી, પણ તેઓની અને પ્રજાની તનદરોસ્તીની જાળવણી માટેની આ કાળજીને થકી એ કામ શાબાશી ભરેલું ગણી શકાય. આપણુ જાણુતા નથી કે આજે જેમ રગતપીતના કોહોડવાળા દર્દીઓને વસ્તીથી દુર ધર્મશાળાઓમાં રાખેછે તેમ હખામની વખ્તમાં પણ થતું હતું કે નહીં. પણ તેઓ જે વીચારથી આ દર્દીઓથી દુર રહેવાનું પસંદ કરતા હતા તેજ વીચાર આજની સુધરેલી પ્રજાઓ પણ ધરાવેછે, અને તેજ વીચાર વંદીદાદના જમાનાના જરતોસ્તીઓ પણ ધરાવતા હતા એવું માલુમ પડેછે. ગલીચાથી દુર રહેવાનું જરતોસ્તી ફરમાન જાબજા આપણા દીઠામાં આવેછે, અને આવાં યસ્તમાં આપણ વાંચીયે છીયે કે એ સ્ત્રી-ઇજદને ભેટ થયલી વસ્તુઓનો ઉપયોગ કરવાથી જે જે ધણીઓને બાતલ કરવામાં આવ્યાછે તેઓમાંનો એક કોહોડવાળો દર્દી છે (ફ૦ ). વંદીદાદમાં હોરમજદ જમશેદને એક મોટી જગરેલની આધાહી આપી એક સલામતી ભરેલું મકાન (વર) બનાવવા ફરમાવે છે, અને તેમાં તેણે શું શું લઇ જવું તે ફરમાવીને શું શું નહીં લઇ જવું તેનો પણ ખોલાસો કરે છે. આ છેલ્લી ટીપમાં એક વાક્ય આપણ એવી મતલબનો વાંચીયે છીયે કે "તે ગુફામાં તમામ તન ઉપર પંથરાયલો જે કોહોડ તે ના હોતો" (પરગ૦ ૨, ફ૦ ૨૯); યાને જમશેદે આવા કોહોડવાલા માણસને પોતાનાં નવાં વસાવેલાં શેહેરમાં લઇ જઇ રાખવો નહીં. આ ફકરામાં જણાવેલો કોહોડ રગતપીતનો સંભવે છે, અને એ ઉપરથી જણાય છે કે કોહોડના દર્દીને વસ્તીથી દુર રાખવાની અગત છે કે વંદીદાદના જમાનાથી સમજાતી આવી છે. એવા દર્દીએ આફતાબની સામે ગુનાહ કીધેલો હખામનીઓ માનતા હતા, એમ હીરૉડોટસ કહે છે, તેની સમજણ એટલીજ આપી શકીશું કે અવસ્તા મુજબ જેઓ પોતાનો આપેલો વચન તોડે તેઓ ધીકાર ભરેલા ગણાતા હતા અને તેમને 'મિથ્રો દ્રુક્ષ'નું નામ મળતું હતું. હવે મિથ્ર (મેહેર) એ તદન જુદોજ ઇજદ હોવા છતાં પરદેશીઓ તેને આફતાબ સાથ મેલવી નાંખતા અને તેનેજ સુરજ ગણતા હતા. કોલ તોડનાર માટેના અસલ શબ્દ 'મિથ્રદ્રુક્ષ'માં મિથ્રનું નામ જોઇને તથા મિથ્ર તેજ આફતાબ એમ સમજીને કોલ તોડનારને યુનાનીઓ મેહેર (યાને તેમની સમજણ મુજબ આફતાબ) સામે તકસીર કરનાર દાખલ ગણીને તેમજ પ્રજાને સમજાવી ગયા છે. મેહેર સચાઇનો સાહેબ છે, પણ કોલ તોડનાર જુઠું બોલે છે, અને જુઠું બોલીને તે સચાઇની વીરૂધ કામ કરે છે, જેથી તે સચાઇના સાહેબ મેહેરની સામે ગોયા અપ્રાધ કરે છે. એટલામાટે કોલ યાને વચન તોડનાર જુઠાને ઉપલું નામ મલ્યું છે તે વાસ્તવીક છે. પણ કોહોડના દર્દીએ ખોરશેદ સામે શો અપ્રાધ કર્યો તે સમજાતું નથી. કદાચ એમ સમજાવી શકાય કે આફતાબ સર્વે ચીજને પવીત્ર કરનાર છે પણ તે છતાં કોહોડવાલો પોતાનાં મળીનપણાં ને લીધે આ દર્દનો ભોગ થાય છે માટે ગોયા તેણે ખોરશેદ સામે તકસીર કીધી છે.

## ૯ ૫ નજદીકનાંઓમાં કદ ખુદાઇ.

"........કોઈપણ ઈરાની પોતાની બેહેન જોડે પરણેલો જણાયો ન હતો, પણ કમ્બાઈસીસ પોતાની એક બેહેન........ને પોતાની બાયડી કરવામાં પોતે વાજબી ગણાવા માટે એક પણ દાખલો નથી એમ જાણીને તેણે જેઓ પાદશાહી ન્યાયાધીશ કહેવાતા હતા તેમને ભેગા કીધા અને તેમનાથી જાણવા માંગ્યું કે એક ભાઈ જો દરસ્ત ધારે તો પોતાની બેહેન સાથ શાદી કરી શકે એવી પરવાનગી આપનારો કોઈ ધારો છે કે નહીં........કમ્બાઈસીસના સવાલના ઉતરમાં તેઓએ બુધ્ધી વાપરીને તોપણ સચાઈથી જણાવ્યું કે જોકે એક ભાઈ પોતાની બેહેન સાથ પરણે એવો કશો ધારો અમોને માલમ પડતો નથી તોપણ એક ધારો એવો જણાયો છે જેથી ઈરાનનો પાદશાહ પોતાને ગમે તેમ કરવાને શકતીવાન થઈ શકે છે."........દફ્૦ ૩, પ્૦ ૩૧.

આ ફકરામાં હીરૉડોટસ કબુલ કરે છે કે ભાઇ અને બેહેનની શાદીનો રેવાજ હખામની પાર્સીઓમાં મુદલ હતો નહીં; અને બીજી વાત તે એવી જણાવે છે કે કમ્બાઇસીસ પાદશાહ, જે મહાત્મા કાઇરસનો બેટો થતો હતો, તે પોતાનાં મનના હલકા ફાંટા અને આપખુદીને જોરે પોતાની બેહેન સાથ પરણ્યો હતો. પુરાતન વખ્તમાં પાદશાહોની મરજી તેજ તેમનો કાયદો હતો. તેઓ કોઇપણ જાતના કાયદાને આધીન હતા નહીં. તોપણ હખામની પાદશાહો ધર્મનાં ફરમાનોને તો માન આપનાર હતા. તેઓ જરતોસ્તી મજહબ પાળતા હતા અને તેનાં ફરમાનોને અનુસરીને ચાલતા હતા, એમ આપણે આગલ અનેક ઠેકાણે જોઇ ગયા છીયે. અગરજો જરતોસ્તી ધર્મમાં શાદી કોણુ સાથ નહીં કરવી તેનુંબી કંઇ ફરમાન હોતતો તેઓ તેનેબી અનુસરીનેજ કામ કરત તેમાં કશો શક નથી. પણ હખામની પ્રજા કંઇ જંગલી ન હતી; ભાઇ બેહેન, અને મા દીકરા, અથવા એવીજ જાતની બીજી ધીકાર ભરેલી કદખુદાઇઓ કરવાથી નીપજતાં માઠાં પરીણામની તેમને ખબર હતી, અને તેટલામાટે મીસર અને યુનાનમાં ચાલતા આ જાતની તુછકાર કરવા જેવી સગાઇઓને લગતા રેવાજ તરફ તેઓએ થંડું દીલ બતાવ્યું હતું. ખુદ કમ્બાઇસીસ જેવો આપખુદ પાદશાહ પણ ગમે તેવો ભેજાં ફાટેલ હતો તે છતાં એકદમ પોતાને મનગમતું કામ કરવાને અશકત હતો, કેમકે તે જે કામ કરવા માંગતો હતો તેવું આગલ ઇરાનમાં કદીપણ બન્યું ન હતું, અને ઇરાનીઓની ધારા પોથીમાં એવાં કામને માટે કશો હુકમ આપેલો ન હતો.

પણ કમ્બાઇસીસે શાદીનું જે કામ કીધું તે તેણે પોતાની મા જણી બેહેન સાથજ કીધું એમ માનવાનું હીરૉડોટસનાં લખાણ સીવાય આપણી પાસે બીજું શું કારણ છે? અમે આગલા ભાગમાં એક ઠેકાણે (જુઓ નોટ ૩૭) ખુલ્લું દેખાડી આપેલું છે કે મીસરના ધર્મગુરૂઓને કમ્બાઇસીસ ઉપર ભારી કેહેર હતો, કેમકે એ પાદશાહે પોતાની મીસર ખાતેની માહાભારત ફતેહ પછી ત્યાંની મુર્તીપુજાનો પોતાના પાક મજહબને અનુસરીને નાશ કરાવ્યો હતો. એટલા માટે તેની સામે આ ધર્મગુરૂઓએ કેટલાંક તોહમતો જોડી કાહાડયાં તેઓમાંનું એક આ કાં નહીં હોય કે કમ્બાઇસીસ પોતાનીજ બેહેન અટોસ્સા સાથ પરણ્યો હતો? હીરૉડોટસ પોતાની તવારીખ લખતી વેળા દેશ દેશ ફર્યો હતો ખરો પણ તે ઇરાન જેવાં તે વખ્તની દુનીયાનાં સર્વથી મોટાં રાજ્યની ભેટ લેવા પામ્યો ન હતો. તે મીસર ગયો હતો ખરો અને ત્યાં લાંબી મુદત રહ્યો હતો, અને યુનાનીઓના જેવાજ દેવતાઓની મીસરના લોકો પણ પુજા કરતા હતા માટે આ છેલાં લોકોની લાગણી હૈયે ધરીને હીરૉડોટસે ત્યાંના ધર્મગુરૂઓએ જે જે ખોટું સમજાવ્યું તે ખરાં દાખલ કબુલ રાખ્યું હોય અને તેમજ તે જાહેર કીધું હોય એ શું બનવા જોગ નથી? મીસરના ધર્મગુરૂઓએ તેને

કમ્બાઇસીસ તેમજ ઇરાનીઓ વીશે કેટલીએક ખોટી ખબરો આપેલી આજના યુરોપીય તવારીખ નવેશો જાહેર કરી ગયાછે, પણ ત્યારે એમબી કાં નહી બને કે તે પોતાની બેહેન સાથ પરણ્યો હતો એવીબી એક ખોટી ખબર આજ ધર્મગુરૂઓએ કમ્બાઇસીસની આબરૂને ઝાંખ લગાડવાની મતલબ્બૂથી આપણા તવારીખનવેશને આપી હતી? અવસ્તામાં આ જાતની બીભત્સ શગાઇનું અલબત કશું ફરમાન નથી. તેમાં એકબે ઠેકાણે એક જાતની શગાઇ અથવા મીત્રાઇને પસંદ કીધીછે અને તે 'ખેત્વદથ'ને લગતી છે. વીસ્પરદના ત્રીજા કર્દામાં એક ઠેકાણે (ફ० ૩) ક્રીયા કરનાર જે જે ધણીઓને પોતાની નજદીક બોલાવેછે તેઓમાંનો એક 'ખેત્વદથ' પણ છે. વળી ઇજશ્નેના ૧૩ માં હામાં એક ઠેકાણે (ફ० ૬) ક્રીયા કરનાર ખેત્વદથની વખાણ કરેછે. આ 'ખેત્વદથ' નો અર્થ આપણા આગળા દસ્તુર સાહેબોજ નહી પણ સ્પીગલબી "શગાંઓમાં લગન" એવો કરેછે અને કહેછે કે એ લગન આગળા ઇરાનીઓ બહુજ ખુબી ભરેલાં ગણતા હતાં (બ્લીકનો તરજુમો, વીસ્પ० હા ૩ ની નોટ ૩; ઇજ० હા ૧૩, નોટ ‡) ફ્રેંચ વીદ્વાન હાર્લે પણ ઉપલા શબ્દનો અર્થ "નજદીકની શગાઇ" એવોજ કરેછે. હવે 'ખેત્વદથ' નો મુળ અર્થ તેના ધાતુ મુજબ આ પ્રમાણેનો થાય છે; જ० ખ. સં० સ્વ=પોતાનું; ત્વ=(પણું-પ્રત્યય), દથ=આપેલું: એટલે જે "પોતાપણુંમાં આપેલું." અસલ અર્થ આ મુજબનો થાય છે, પણ તે ઉપરથી હાંસલ મતલબનો અર્થ એ ઉઠાડવામાં આવ્યો છે કે ખએત્વ=શગપણ ઉપરથી "શગપણમાં આપેલું." પણ મી० ખરશેદજી રૂસ્તમજી કામા એ અર્થ કબુલ રાખતા નથી. તેવણ કહે છે કે "ખએત્વો દથનો અરથ સગાઇમાં પરણવાનો જે આજ સુધી કરીઆમાં આવીઓ છે તે ભુલ ભરેલો હું ધારૂં છેઉં. હેનો અરથ સંબંધ કરવાનો થાય છે ખરો પણ ખસુસ લગનનો સંબંધ નહીં પણ દોસ્તીનો સંબંધનો થાએ છે હેવો માહરો વીચાર છે. જેમ ફરીમેસનરીમાં ભાઇબંધી રાખવાની તાકીદ છે તેમજ જરતોસ્તી ધરમમાંબી છે અને તેને "ખએત્વો દથ" કેહે છે." (જરતોસ્તી અભ્યાસ દફ० ૧, સફે ૪૩). મી० કામાના આ વીચારો અમારી તકરારને મલતાજ છે. પણ તોબી સ્પીગલ અને હાર્લેએ "ખએત્વ દથ"નો અર્થ "શગાઇમાં પરણવા"નો કીધો છે તે એકબારગી ખરો અર્થ છે એમ તકરારને ખાતર કબુલ રાખીયે તોપણ તે ઉપરથી હીરૉડોટસ અને બીજા યુનાની લખનારાઓની તકરાર તોડી શકાય છે. તે એવી રીતે કે જરતોસ્તી ધર્મમાં શગાઇમાં પરણવાનો હુકમ છે અને તે કામ બહુ પસંદ કર્યું છે, માટે કમ્બાઇસીસે પોતાના કાકા કે મામા કે બીજા નજદીકના ખેશીની બેટી—જે બીજી રીતે જોતાં તેની પીત્રાઇ બેહેન જેવી ગણી શકાય—તેની જોડે શાદી કીધી હશે, જે કાઇરસ નામના કમ્બાઇસીસના કોઇ ખેશીની દીકરી હશે. અમને લાગે છે કે આજેબી પાર્સીઓમાં પીત્રાઇઓનાં લગન કરવાનો રેવાજ છે તે રેવાજ હખામની વખ્તમાં પણ હશે, અને કમ્બાઇસીસ અથવા બીજા પાદશાહોએ જેમની જોડે શાદી કરી હશે તે તેમની આ જાતનીજ "બેહેનો" હશે.

**સમાપ્ત.**

# સુધારાઓ અને વધારાઓ.

સફે ૨૨. ઈજશ્નેના ૪૪મા હાના ૧૮મા ફકરાનો અર્થ લખ્યોછે તે ડૉ૰ હાઉગ મુજબ છે. હાલમાં રેવરંડ મી૰ મીલ્સનું ગાથાના તરજુમાનું પુસ્તક બહાર પડયુંછે તેમાં ઘોડી અને ઉંઠની ભેટ ને "ભોગ" ગણવાની ના પાડીછે. મી૰ મીલ્સનો વીચાર ખરો પડે તો ઉપલા ફકરાની એવી મતલબ ઉઠવી જોઈયે કે હજરત જરતોશ્ત હોરમજદને કશા "ભોગ" આપી ગયો નથી. મી૰ મીલ્સ મુજબ એ ફકરાની સમજણ જુદીજ મલવી જોઇયે.

સફે ૩૪. આતશ તરફની દુઆવાળા ફકરામાં "ધાય" ને બદલે "ગાય" વાંચવું.

સફે ૫૩. અથોરનાનોના તબક્કાઓની જે ટીપ આપીછે તે નીચે મુજબ સુધારીને વાંચવીઃ—

૧—જઓતાઃ ક્રીયા કરનાર.

૨—હાવનાનઃ હોમને લગતી ક્રીયા કરનાર.

૩—આતરવક્ષીઃ આતશને રોશન રાખનાર.

૪—ફ્રબેરેતરઃ ક્રીયાની વસ્તુઓ લાવ લઇજા કરનાર.

૫—આબેરેતઃ ક્રીયા માટે ચોખું પાણી લાવ લઇજા કરનાર.

૬—આસ્નાતરઃ નાહાન નહવાડનાર, તથા ક્રીયાની વસ્તુઓને પાક કરનાર.

૭—રએથ્વીશ્કરઃ ક્રીયાની વસ્તુઓને ઘટતી જગાએ ગોઠવનાર.

૮—સ્રઓષા વરેજઃ દોષ શ્રવણ ગુરૂ.

૯—આથ્રવનઃ આતશની સંભાળ રાખનાર.

ઉપલી આખી ટીપ વંદીદાદ પરગ૰ ૫, ફ૰ ૫૭ માંથી મળે છે.

સફે ૭૯. અર્દ્વીસુરને ભેટ થયલી વસ્તુઓનો ઉપયોગ કરવાથી કોહોડના દર્દીઓને બાતલ કીધા છે તે બાબેના આવાં યશ્તના અસલ અવસ્તાના ફકરાનો નંબર ૯૦.